પ્રકાશન નં. ૨૧

# ઈસ્લામી આદાબ

મૂળ આરબ લેખક

હઝ. મવ. અબ્દુલ ફત્તાહ અબૂ ગુદ્દહ (રહ.)

ઉર્દૂ ભાષાંતર

હઝ. મવ. અબ્દુર્રઝ્ઝાક ઈસ્કંદર સા. (મ.ઝિ.)

ગુજરાતી ભાષાંતર

અહમદહુસૈન ઉમર ગાઝી

પ્રકાશક

જનાબ ઈસ્માઈલભાઈ ઘડિયાલી સા.

"બયતુલ ઈશાઅત"

મુ. પરીએજ–૩૯૨ ૦૨૧ તા. જિ. ભરૂચ

(ગુજરાત–ઈન્ડિયા)

મો.: ૦૯૪૨૭૮૧૬૪૮૨

પ્રકાશન નં.: ૨૧

# ઈસ્લામી આદાબ


**મુળ આરબ લેખક**

હઝ. મવ.અબ્દુલફત્તાહ અબૂગુદ્દાહ (રહ.)

**ઉર્દૂ ભાષાંતર**

હઝ.મવ. અબ્દુર્રઝઝાક ઈસ્કંદર સા. (ઝી.મ.)

**ગુજરાતી ભાષાંતર**

અહમદહુસૈન ઉમર ગાઝી



**પ્રકાશક**

"બયતુલ ઈશાઅત"

જનાબ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.

મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧

તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

(મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

| કિતાબનું નામ | ઈસ્લામી આદાબ |
| --- | --- |
| સંપાદક | હઝ. મવ. અબ્દુલફત્તાહ અબૂગુદ્દાહ (રહ.) |
| ઉર્દૂ ભાષાંતર | હઝ.મવ. અબ્દુર્રઝઝાક ઈસ્કંદર સા. (ઝી.મ.) |
| ગુજરાતી ભાષાંતર | અહમદહુસૈન ઉમર ગાઝી |
| આવૃત્તિ | બીજી |
| પ્રત | ૧૦૦૦ (એક હઝાર) |
| પ્રકાશન વર્ષ | સફર ૧૪૩૭ હિજરી/ જાન્યુઆરી, ૨૦૧૬ |
| મૂલ્ય | અમલ |


## પત્રવ્યવહારનું સરનામુ


"બયતુલ ઈશાઅત"

જનાબ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.

મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧

તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

(મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# પ્રકાશકીય

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન,વ સ્સલાતુ વ સ્સલામુ અલા સય્યિદિલ્ મુરસલીન......

ઈસ્લામ એક કલ્યાણકારી, પ્રાકૃતિક, ઉપકારક, ઉદ્ધારક અને જીવંત મઝહબ છે. ઈસ્લામ એક સર્વસ્પર્શી જીવન–બંધારણ છે. ઈસ્લામી તા'લીમાત આશીર્વાદરૂપ, અજોડ, અનન્ય, અનુપમ અને પ્રત્યેક યુગને અનુરૂપ છે. ઈસ્લામે માનવજીવનની કોઈપણ દિશાને અંધકારમય અને અતૃપ્ત છોડી નથી ઈસ્લામ મઝહબે જિંદગીના દરેક ક્ષેત્રને આવરી લીધું છે અને આ જ કારણે ઈસ્લામે પોતાના ધર્માવલંબીઓને–અનુયાયીઓને જીવનના દરેક ક્ષેત્રે માર્ગદર્શન પણ પૂરું પાડયું છે..... આદાબ અને અખ્લાક પણ માનવજીવનનો એક મહત્ત્વંત વિભાગ છે અને અતિશયોકિત વિના કહી શકાય છે કે ઈસ્લામ તો અખ્લાક અને આદાબનો સ્રોત છે– ભંડાળ છે અને એ જ કારણે તો ઈસ્લામમાં આદાબ અને અખ્લાકનો બહુ જ મહિમા બયાન કરાયો છે, એટલું જ નહિ; બલકે આદાબ અને અખ્લાકને જીવનમાં ઉતારવાની ઈસ્લામે પોતાના અનુયાયીઓને ઘણી જ તાકીદ અને તલકીન કરી છે અને તરગીબ આપી છે. વળી, બેઅદબ કે વિવેકહીન લોકોની ભારે મઝમ્મત (ભર્ત્સના)કરી છે..... કહેવાય છે કે:

બા–અદબ બા–નસીબ બે–અદબ બદનસીબ

ઈસ્લામી આદાબ અને અખ્લાકની આવી તાકીદ અને અહમ્મિયત (મહત્ત્વતા)ને કારણે જ ઈસ્લામી આદાબ અને અખ્લાકના વિષય પર વખતોવખત–પ્રસંગોપાત કિતાબો પ્રકાશિત થતી જ રહી છે. અભ્યાસ હેઠળની કિતાબ "ઈસ્લામી આદાબ" પણ આ જ સિલસિલાની એક કડી છે. આ ઉપયોગી કિતાબમાં એવા ઈસ્લામી આદાબ અને અખ્લાકનો સમાવેશ કરાયો છે, જે મુસ્લિમ સમાજમાં દીની જાગૃતિની રૂહ ફૂંકી શકે છે. આ કિતાબની વિવિધ ભાષાઓમાં અનેક આવૃત્તિઓ પ્રગટ થઈ ચૂકી છે. "દારૂલ ઈશાઅત

પરએજ"આવી ઈન્કિલાબી કિતાબની ગુજરાતી આવૃત્તિ વાચકવર્ગના કરકમળમાં મૂકતાં આનંદની લાગણી અનુભવે છે અને દુઆ ગુઝારે છે કે અલ્લાહ તઆલા આ કિતાબથી મુસલમાનોને લાભન્વિત અને ફૈઝયાબ ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન!

પ્રકાશક
"બયતુલ ઈશાઅત"
પરીએજ, તા.જિ. ભરૂચ (ગુજરાત)

# લેખકના બે બોલ

بسم اللہ الرحمٰن الرحیم

اَلْحَمْدُلِلّٰهِ الَّذِىْ هَدَانَا لِهٰذَا وَمَا كُنَّا لِنَهْتَدِىَ لَوْلَا اَنْ هَدَانَا اللّٰهُ وَ اُصَلِّى وَ اُسَلِّمُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ، اَلَّذِىْ بَلَّغَ الرِّسَالَةَ، وَاَدَّى الْاَمَانَةَ وَنَصَحَ الْاُمَّةَ، وَ عَلٰى اٰلِهٖ وَ صَحْبِهٖ وَمَنْ سَلَكَ سَبِيْلَهُمْ اِلٰى يَوْمِ الدِّيْنِ.

અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વાસ્તાથી આ દીનની પૂર્ણતા કરી અને તેને આખરી અને પ્રિય દીન હોવાનું એલાન કર્યુ. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે:

﴿اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَ اَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِىْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا﴾

તરજુમો: આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી મેં તમારા ઉપર ) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (સદા માટે) પસંદ કર્યો છે. (સૂરએ માઈદહ:૩)

દીન ઈસ્લામી જિંદગીના દરેક ક્ષેત્રથી સંબંધ રાખે છે. ઈમાનિયાત, ઈબાદાત, મઆમલાત, મઆશિરત, અખ્લાક વગેરે. માટે એક વ્યકિત ત્યારે જ મુસલમાન કહેવાશે જયારે તે બધા ક્ષેત્રોમાં અમલ કરે. દરેક ક્ષેત્ર પોતાની જગ્યાએ અગત્યતા ધરાવે છે,આદાબ–અખ્લાકની અગત્યતા ઈબાદાતથી ઓછી નથી, તેથી કુર્આને કરીમે અમુક અદબોને ખૂબ જ ભારપૂર્વક બયાન ફરમાવ્યા, અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે:

﴿يَاۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَاتَدْخُلُوْا بُيُوْتًا غَيْرَ بُيُوْتِكُمْ حَتّٰى تَسْتَاْنِسُوْا وَ تُسَلِّمُوْا عَلٰى اَهْلِهَا﴾

તરજુમો: હે ઈમાનવાળાઓ! તમે પોતાના (ખાસ) ઘરો સિવાય (બીજા)કોઈ

ઘરમાં દાખલ ન થાઓ જયાં સુધી કે પરવાનગી ન મેળવો અને તે ઘરવાળાઓ પર સલામ ન કરી લો.
(સૂરએ નૂર:૨૭)

હદીષ શરીફમાં પણ તે અદબોની તાકીદ આવી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બે ભાઈઓમાંથી નાના ભાઈને ફરમાવ્યું: મોટા ભાઈને બોલવા દો.
(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

ઈસ્લામી આદાબની અગત્યતાને કારણે મુહદ્દિષીન હઝરાત ખાસ કરીને હદીષની કિતાબોમાં આદાબનું અલગ પ્રકરણ બયાન કરે છે અને અમુક ઉલમાએ કિરામે લોકોની સહુલત માટે ઈસ્લામી આદાબ અથવા હુસ્ને મુઆશિરત જેવા વિષયો ઉપર કિતાબો અને લેખો લખ્યા છે. હઝરત હકીમુલ ઉમ્મત મવલાના મુહમ્મદ અશરફ અલી થાનવી (રહમતુલ્લાહિ અલયહિ)એ "હુસ્ને મઆશિરત" અને અમારા જામિઅહના એક નવજવાન ફાઝિલ મવલાના મુહમ્મદ ઝુબેર અબ્દુલમજીદે "ઈસ્લામી આદાબ"ના નામ પર કિતાબ લખી છે. એવી રીતે દીની રિસાલોમાં "ઈસ્લામી આદાબ" પર લેખો છપાય છે. અલ્લાહ તઆલા તે કિતાબો અને લેખોથી મુસલમાનોને નફો પહોંચાડે.

આ અદબોમાંથી અમુક અદબો એવા છે જેમાં સામાન્ય રીતે બધા ગલતી કરે છે, તેને લીધે અમારા "શૈખ અલ્લામા અબ્દુલફત્તાહ અબૂગુદ્દાહ (રહમતુલ્લાહિ અલયહિ)એ અમુક ઈસ્લામી આદાબોને એકત્ર કરી તેનું નામ "મિન અદબિલ ઈસ્લામિ" રાખ્યું. આ કિતાબ અરબ દેશોમાં અનેક વખત છપાઈ ચુકી છે અને તેનાથી અવામ–ખ્વાસ બધા ફાયદો ઉઠાવી રહયા છે.

ઉપરાંત એવા અદબોનું પણ વર્ણન કર્યુ છે કે જેમાં આલિમો પણ અમુક વખતે ભૂલ કરે છે, જેમકે જો મજલિસમાં મેઝબાન મહેમાનનો આદર કરતા કોઈ પીવાની વસ્તુ પેશ કરે તો કયાંથી શરૂઆત કરે? પોતાની જમણી બાજુએથી અથવા સભાપતિથી અને તેની જમણી બાજુએથી?

અમુક આલિમો મેઝબાનની જમણી બાજુને પસંદ કરે છે, ભલે ને ત્યાં નોકર, ડ્રાઈવર અથવા કોઈ સામાન્ય વ્યકિત હોય અને દલીલમાં "اَلْأَيْمَنُ

ફ્રલઅયમન" (બુખારી, મુસ્લિમ)ની રિવાયત રજુ કરે છે અને 'કબ્બિર કબ્બિર'વાળી રિવાયતને છોડી દે છે, હઝરત શૈખ (રહમતુલ્લાહિ અલયહિ)એ બંને હદીષોને ભેગી કરીને ફરમાવ્યું કે શરૂઆતતો સભાપતિ,મજલિસના પ્રમુખથી કરવામાં આવે અથવા મજલિસમાં જે પણ ઈલ્મ, તકવા, સ્થાન અથવા ઉંમરમાં મોટુ હોય, તેનાથી શરૂઆત કરવામાં આવે. પછી તેમની જમણી બાજુએથી , ભલેને પછી ત્યાં સામાન્ય વ્યકિત જ કેમ ના હોય, એવી રીતે બંને રિવાયતો પર અમલ થઈ જશે.

જયારે અરબોની આ હાલત છે તો આપણા સમાજમાં આ અદબોની જાણકારી અને કોતાહીની કેવી દશા હશે?! વિચાર આવ્યો કે તેનો તરજુમો કરી દેવામાં આવે, જેથી અવામ–ખ્વાસ તેનાથી ફાયદો ઉઠાવે.

.આ હેતુ માટે હઝરત (રહમતુલ્લાહિ અલયહિ)ના સુપુત્ર "અલઉસ્તાઝ સલ્માન અબૂગુદ્દહ (દામત બરકાતુહુમ)થી ફોન પર તેના તરજુમાની ઈજાઝત ની દરખાસ્ત કરી તો તેમણે ખુશીથી તેની પરવાની આપી. અલ્લાહ તઆલા મને અને બધા વાંચનારઓને આ ઈસ્લામી અદબો પર અમલ કરવાની તૌફિક અતા ફરમાવે. (આમીન)

અબ્દુર્રઝઝાક ઈસ્કંદર

# અભિપ્રાય

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

ઈસ્લામ એક સત્ય, સંપૂર્ણ અને સર્વગ્રાહી ધર્મ છે. મુસલમાનના જીવનમાં વિવિધ પાંસાઓ છે, ઈસ્લામે દરેક પાસાંને લગતી એવી તા'લીમ આપી છે કે જો તેનું અમલી કરણ થાય તો દરેકની સામુહિક અને સામાજિક જીંદગી શાંતિ અને સુખવાળી બને.

મુસલમાનના જીવનનું એક પાસું તેની રહેણી કરણી છે, જેમાં ઘરમાં આવવા જવાના, એક મુસલમાનના બીજા મુસલમાન ભાઈથી હળવા – મળવાના ઈસ્લામે સુંદર અને શાંતિદાયક આદાબથી તા'લીમ આપી છે.

અભ્યાસ હેઠળની આ પુસ્તિકામાં મુહતરમ એહમદ હુસેન ઉમર ગાઝી સાહેબે મહેનત કરી ગુજરાતી ભાષામાં અનુવાદ કર્યો છે, અલ્લાહ તઆલા ગુજરાતી જાણતા મુસ્લિમોને સદરહુ પુસ્તિકાનો અભ્યાસ કરવાની અને તેમાં વર્ણન કરેલા આદાબને અમલમાં મુકવાની તવફીક અતા ફરમાવે અને ગાઝી સાહેબની મહેનતને કબૂલ ફરમાવી બેહતરીન બદલો ઈનાયત ફરમાવે. આમીન

અહકર ઈસ્માઈલ ઈબ્રાહીમ ભડકોદ્રવી
ખાદિમે હદીષ જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
ખાદિમે ઈફતા દારૂલ ઉલૂમ, કંથારીઆ

ذُوالْقَعْدَة ذُوالْقَعْدَة ذُوالْقَعْدَة ذُوالْقَعْدَة

ذُوالْقَعْدَة ذُوالْقَعْدَة ذُوالْقَعْدَة

ذُوالْقَعْدَة ذُوالْقَعْدَة

ذُوالْقَعْدَة

# ઈસ્લામના અગત્યના આદાબ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ ،بِاَفْضَلِ مَحَامِدِ الثَّنَاءِ عَلَيْهِ وَ التَّعْظِيْمِ، وَ الصَّلٰوةُ وَ السَّلَامُ عَلٰى سَيِّدِنَا وَ نَبِيِّنَا مُحَمَّدٍ بِاَكْرَمِ مَا صَلّٰى عَلَيْهِ خَالِقِهِ الْكَرِيْمِ وَعَلٰى آلِهٖ وَ صَحْبِهٖ وَ اَتْبَاعِهِ الطَّيِّبِيْنَ الْاَبْرَارِ الْمُتَّبِعِيْنَ لِهَدْيِهٖ وَ آدَابِهِ الْمُتَّقِيْنَ الْاَطْهَارِ، اَللّٰهُمَّ ارْزُقْنَا اَتْبَعُهُمْ فِى الْقَوْلِ وَ الْعَمَلِ وَ اَمِتْنَا عَلٰى سُنَّتِهِمْ وَ حِبِّهِمْ عِنْدَ اِنْتِهَاءِ الْاَجَلِ.

આ એક અગત્યનું પુસ્તક છે, મેં તેનું નામ "મિન અદબિલ ઈસ્લામિ"(કેટલાક ઈસ્લામી અદબો) રાખ્યું છે, તેમાં મેં કેટલાક અગત્યના ઈસ્લામી અદબોનું વર્ણન કર્યુ છે, જેમાં આપણા અનેક ભાઈઓ અને બહેનો બેદરકારી વર્તે છે અને તેને સમજવામાં ભૂલ કરે છે, તે અદબોને મેં એક જગ્યાએ એકત્ર કરવાનો ઈરાદો એટલા માટે કર્યો કે તેનું ધ્યાન રહે, જો કે હું પોતે પણ આ અદબો પર અમલ કરવામાં બેપરવા અને આઝાદ નથી અને ન તો તેનાથી પરિર્પૂર્ણ છું, પરંતુ તેનો હેતુ એક બીજાને હકની તાકીદ અને સબરની એક બીજાને શિખામણ આપવાની છે. અલ્લાહ તઆલાના આ સ્પષ્ટ હુકમનું માનવું છે કે:

﴿وَذَكِّرْ فَاِنَّ الذِّكْرٰى تَنْفَعُ الْمُؤْمِنِيْنَ﴾

પસ ઉપદેશ કર્યા કરો, જેમકે ઉપદેશ ઈમાન (લાવવા) વાળાઓને લાભ જ આપે છે. (સૂરએ ઝારિયાત:૫૫)

અલ્લાહ તઆલા મને અને બધાને આ ઉપદેશ, આ કિતાબ અને આવી બીજી કિતાબોથી ફાયદો ઉઠાવવાની શકિત આપે, અને પોતાની મહેરબાની અને હિદાયતથી દુનિયા અને આખિરતમાં આપણી રેહબરી ફરમાવે, તેજ પોતાના બંદાઓનો રક્ષક છે.

દીને ઈસ્લામના અનેક આદાબ અને ફઝાઈલ છે અને તેનો સંબંધ

જીવનના દરેક ક્ષેત્રથી છે, અહીંયા સુધી કે જે કામો આપણે સામાન્ય ગણીએ છીએ ઈસ્લામે એવા સામાન્ય કાર્યોના પણ આદાબ બતાવ્યા છે, જેમકે જાજરામાં દાખલ થવું અને નીકળવું, તેમાં બેસવાની રીત, પેશાબ–શૌચક્રિયા કર્યા પછી પાણી લેવાની રીત વગેરે. એટલા માટે જયારે એક મુશરિકે ગુસ્સો અપાવવા કટાક્ષમાં જલીલુલકદર સહાબી હઝરત સલમાન ફારસી (રદિયલ્લાહુ અન્હુ)થી કહયું કે તમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તમને દરેક વસ્તુની તા'લીમ આપી છે, અહીંયા સુધી કે પેશાબ–સંડાસ કર્યા પછી પાણી લેવાની રીત પણ શિખવાડી છે તો હઝરત સલમાન ફારસી (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે "હાં! એમ જ છે, અમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને પેશાબ–અને કુદરતી હાજતો (સંડાસ વગેરે) વખતે કિબ્લા તરફ મોઢું કે પીઠ કરી બેસવાથી રોકયા છે અને તેનાથી પણ રોકયા છે કે અમે જમણા હાથથી ઈસ્તિન્જો કરીએ અથવા ત્રણ ઢેફાંથી ઓછાથી ઈસ્તિન્જો કરીએ. (મુસ્લિમ)

એજ પ્રમાણે આ અદબોનો સંબંધ દરેક નાના–મોટા પુરૂષ–સ્ત્રી સાથે છે જેમકે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છેઃ સ્ત્રીઓ પુરુષોનો હિસ્સો છે. (તિરમિઝી)એટલે કે સ્ત્રીઓ પુરુષો જેવી છે, પોતાના સર્જનમાં, સ્વભાવમાં અને શરીઅતના હુકમોમાં, પરંતુ તે હુકમો જે સ્ત્રીઓ અને પુરુષો માટે ખાસ (અંગત)છે, માટે જે ઈસ્લામી અદબોની અપેક્ષા પુરુષોથી કરવામાં આવે છે તેવી અપેક્ષા સ્ત્રીઓથી પણ કરવામાં આવે છે, કારણકે આ બંનેથી મુસ્લિમ સમાજની રચના થાય છે, અને ઈસ્લામે બંનેને સંબોધન કર્યું છે.

આ તે આદાબ છે જેનો ઉપદેશ ઈસ્લામે કર્યો છે અને તેને અપનાવવાની તરગીબ –પ્રેરણા આપી છે. અને તેની ઉપર અમલ કરવાની તાકીદ કરી છે, જેથી તેની બરકતોથી એક મોઅમિનની પૂર્તિ થાય અને લોકોમાં એકતા અને પ્રેમ પેદા થાય. બેશક, જયારે મુસલમાન આ અદબોને અને ફઝીલતોને અપનાવે છે તો તેનો સમાજ વધુ શ્રેષ્ઠ બને છે અને તેના સારા ગુણોને શકિત મળે છે અને તે પ્રિય બની જાય છે અને તે બીજાના હૃદયોને જીતી

લે છે.

આ આદાબ જે અહીંયા રજુ કરવામાં આવ્યા છે તે શરીઅતની રૂહ અને તેના હેતુઓમાંથી છે, અને તેને આદાબ કહેવાનો અર્થ એ નથી કે તેનો સંબંધ જિંન્દગીના તે ભાગોથી છે જેને કરવા અન ન કરવાનો ઈન્સાનને અધિકાર છે અથવા તેની ઉપર અમલ કરવો શ્રેષ્ઠ અને ઉત્તમ છે.

હઝરત ઈમામ કર્રાફી (રહમતુલ્લાહિ અલયહિ)એ પોતાની કિતાબ "અલ ફુરુક"માં અદબ અને અમલના પરસ્પરના સંબંધોને બયાન કરતા અદબની અમલ પર શ્રેષ્ઠતા – સર્વોપરિતા આ પ્રમાણે વર્ણવી છે:"જાણી લો કે થોડો અદબ વધુ અમલથી બેહતર છે".

એટલા માટે હઝરત રૂવૈમ જેઓ એક આલિમ અને નેક બુઝુર્ગ હતા તમને પોતાના છોકરાને નસીહત કરતા ફરમાવ્યું:"પ્યારા બેટા! પોતાના અમલને મીઠુ (નમક) બનાવો અને પોતાના અદબને લોટ બનાવો".એટલે કે અદબ પર એટલા વધુ પ્રમાણમાં અમલ કરો કે વધુ પ્રમાણમાં અમલ કરવાથી તેની હેસીયત એવી થઈ જાય જેવી રીતે બાંધેલા લોટની મીઠા (નમક)ની તુલનામા, અને અદબથી ભરેલ થોડો અમલ પણ તે વધારે અમલથી બેહતર છે જેમાં અદબની કમી–ઉણપ હોય.

હું કહું છું કે જો આ અદબોમાંથી કોઇ અદબમાં સાદગી અથવા સામાન્યપણું જોવામાં આવે તો તેની તાકીદથી આશ્ચર્ય ન કરવામાં આવે, કારણ કે આપણામાં મોટા ભાગના લોકો એવા છે કે જેઓ આ અદબોમાં ભૂલ કરે છે અને આ અદબોમાં આળસ કરવાથી એક મુસલમાનનું વ્યકિતત્વ કદરૂપુ અને અનાકર્ષક લાગે છે, જયારે કે મુસલમાનથી આશા રાખવામાં આવે છે કે તે હંમેશા પોતાની સુંદરતા, લાયકાતો અને લક્ષણોમાં પ્રતિભાશાળી જોવા મળે, જેમકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો:" તમે તમારા ભાઈઓથી મળવાના (મુલાકાત કરવાના) છો, તેથી સારો પોશાક પહેળી લો, તમારી સવારીઓનું જીન વ્યવસ્થિત કરી લો, જેને કારણે તમે મજલિસમાં પ્રતિભાશાળી દેખાવો, કારણ કે અલ્લાહને કટુભાષી–બદઝબાન અને નિર્લજજ પસંદ નથી." (અબૂદાઉદ, અહમદ)

એક મુસલમાન માટે જરૂરી છે કે તે પોતાના સારા પોશાક, બાહય દેખાવ અને સારી સ્થિતિથી મુસલમાન નજર આવે. અલ્લાહ તઆલા જ સીધો રસ્તો બતાવનાર છે.

## અદબ(૧)

## ઘરમાં દાખલ થવાના અને ઘરેથી બહાર નિકળવાના આદાબ

જયારે તમે તમારા ઘરમાં દાખલ થાઓ અથવા ઘરેથી બહાર નીકળો તો જોરથી દરવાજો બંધ ન કરો, અને ન એવી રીતે ખુલ્લો રાખો કે તે પોતેજ જોરથી બંધ થઈ જાય, કારણ કે આ વર્તુણુક ઈસ્લામી તાલીમ—નરમ સ્વભાવની વિરુધ્ધ છે. માટે ખૂબજ નમ્રતાથી દરવાજો બંધ કરો.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

اِنَّ الرِّفْقَ لَايَكُوْنُ فِي شَيْءٍ اِلَّا زَانَهُ وَلَايُنْزَعُ مِنْ شَيْءٍ اِلَّا شَانَهُ

નમ્રતા જે વસ્તુમાં પણ હોય છે તે તેને સુંદર બનાવી દે છે અને નમ્રતા જે વસ્તુમાંથી કાઢી મુકવામાં આવે છે તેને કદરૂપુ બનાવી દે છે. (મુસ્લિમ)

## અદબ(૨)

## ઘરમાં દાખલ થતી વખતે અને ઘરમાંથી બહાર નીકળતી વખતે ઘરવાળાઓને સલામ કરવી

જયારે તમે તમારા ઘરમાં દાખલ થાઓ અથવા ઘરેથી બહાર નીકળો ત્યારે ઘરવાળાઓને ભલે તે પુરુષ હોય કે સ્ત્રી, મુસલમાનોને અને ઈમાનવાળાઓને સલામ કરો, અર્થાત:

اَلسَّلَامُ عَلَيْكُمْ وَرَحْمَةُ اللهِ وَبَرَكَاتُهُ

"અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ" કહો.ઈસ્લામના સલામને છોડીને.......જે સલામ ઈસ્લામની નિશાની અને મુસલમાનોની ઓળખ છે, બીજી કોમોની સલામ જેમકે "ગુડ મોર્નિંગ" અને "હેલો" વગેરેને

અપનાવીને, ઈસ્લામના સલામને ખતમ કરી ગેરમુસ્લિમોનું અનુકરણ કરવા બરાબર છે. જોકે આ તે ઈસ્લામ છે જેની રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના કથન અને કાર્યોથી ઉમ્મતને તાલીમ આપી છે અને જે સલામ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતના ખાદિમ હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)ને શિખવાડી હતી.

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે, મને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

يَا بُنَيَّ إِذَا دَخَلْتَ عَلٰى اَهْلِكَ فَسَلِّمْ يَكُوْنُ بَرَكَةً عَلَيْكَ وَ عَلٰى اَهْلِكَ (مسلم)

"પ્યારા બેટા! જયારે ઘરમાં દાખલ થાઓ તો ઘરવાળાઓને સલામ કરો, આ સલામ તમારા અને તમારા ઘરવાળાઓ માટે બરકત હશે. (મુસ્લિમ)

પ્રખ્યાત તાબેઇ અને મહાન આલિમ હઝરત કતાદહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે:

اِذَا دَخَلْتَ بَيْتَكَ سَلِّمْ عَلٰى اَهْلِكَ فَهُمْ اَحَقُّ مَنْ سَلَّمْتَ عَلَيْهِمْ

કે જયારે તમે પોતાના ઘરમાં દાખલ થાઓ તો પોતાના ઘરવાળાઓને સલામ કરો, કારણકે તેઓ તમારી સલામના વધારે હકદાર છે.

હઝરત અબુહુરયરહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

اِذَا انْتَهٰى اَحَدُكُمْ اِلٰى مَجْلِسٍ فَلْيُسَلِّمْ،......ثُمَّ اِذَا قَامَ فَلْيُسَلِّمْ، فَلَيْسَتِ الْاُوْلٰى بِاَحَقَّ مِنَ الْاٰخِرَةِ.

જયારે તમારામાંથી કોઇ મજલિસમાં જાય તો સલામ કરે અને જયારે મજલિસથી પાછો ફરવાનો ઈરાદો કરે તો સલામ કરે, કારણકે પહેલી સલામ બીજી સલામની ફઝીલતને પહોંચી શકતી નથી. (તિરમિઝી)

# અદબ(૩)

## ઘરમાં દાખલ થતાં પહેલા ઘરવાળાઓને જાણ કરો

જયારે તમે તમારા ઘરમા દાખલ થાઓ તો ઘરમાં હાજરજનોને પહેલાથી તમારા આવવાની જાણ કરો, જેથી તમારા અચાનક આવવાથી તેઓ ગભરાઈ ન જાય અથવા તેઓ એવું ન સમજે કે તમે એમની કોઈ ખામી શોધી રહયા છો.

હઝરત અબુ ઉબેદુલ્લાહ આમિર બિન અબ્દુલ્લાહ બિન મસઉદ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે મારા વાલિદ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ) જયારે ઘરમાં દાખલ થતા તો પહેલા ઘરવાળાઓને પરિચિત કરતા, અર્થાતઃ ઘરવાળાઓને પરિચિત કરવા માટે તેમને જાણ કરતા, કોઈ વાત કરતા અને મોટેથી બોલતા જેથી તેઓને જાણ થઈ જાય.

હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે જયારે કોઈ વ્યકિત પોતાના ઘરમાં દાખલ થવાનો ઈરાદો કરે તો તેને જોઈએ કે ખંખારો ખાય અથવા પોતાના બુટ–ચપ્પલ (પગરખાં)ની અવાજ સંભળાવે.

હઝરત ઈમામ અહમદ (રહમતુલ્લાહિ અલયહિ)ના પુત્ર હઝરત અબ્દુલ્લાહ (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે મારા વાલિદ જયારે મસ્જિદેથી ઘરે આવતા ત્યારે ઘરમાં દાખલ થતાં પહેલા પગ જમીન ઉપર મારતા જેથી ઘરમાં દાખલ થતાં પહેલા પગરખાંની અવાજ આવે અને કયારેક ખંખારો ખાતા જેથી ઘરના હાજર સભ્યોને પોતાના અંદર આવવાની જાણ કરી શકે.

હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને એ વાતથી રોકયા છે કે કોઈ વ્યકિત સફરથી વાપસી પર ઘરવાળાઓને જાણ કર્યા વગર રાત્રે પોતાના ઘરે

પરત ફરે, અર્થાતઃ સફર વગેરેથી ઘરવાળાઓને જાણ કર્યા વગર ન આવી જાય, જેથી આવી રીતે તેમની ખિયાનત અથવા ખામી શોધે.

## અદબ(૪)

## ઘરમાં પણ બીજાના રૂમમાં દાખલ થતી વખતે ઈજાઝત લેવી

જયારે તમારા ઘરવાળાઓમાંથી કોઈ વ્યકિત અલગ રૂમમાં હોય અને તમે તેની પાસે જવાનો ઈરાદો કરો તો દાખલ થતા પહેલા ઈજાઝત લઈ લો, જેથી તમે તેને એવી હાલતમાં ન જુઓ જેવી હાલતમાં તે અથવા તમે જોવાનું નાપસંદ કરો છો, ભલેને તે પોતાની પત્ની હોય અથવા અન્ય મહરમ જેમકે પોતાના વાલિદ–વાલિદહ, બેટા–બેટી વગેરે.

હઝરત ઈમામ માલિક (રહમતુલ્લાહિ અલયહિ)એ પોતાની પ્રખ્યાત કિતાબ "મુઅત્તા"મા હઝરત અતા બિન યસાર (રહમતુલ્લાહિ અલયહિ)થી નકલ કર્યુ છે કે એક વ્યકિતએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પૂછયું કે શું મારે ઘરમાં દાખલ થતા પહેલાં મારી મા થી ઈજાઝત લેવી જોઈએ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હાં, તે વ્યકિતએ અરજ કરી હું તો મારી મા સાથે ઘરમાં રહું છું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમે ઈજાઝત લઈને દાખલ થાઓ, શું તમે તમારી માંને કઢંગી હાલતમાં જોવાનું પસંદ કરશો? તેણે અરજ કરી કે ના, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું તો ઈજાઝત લઈને ઘરમાં દાખલ થાઓ.

એક વ્યકિત હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ) પાસે આવ્યા અને અરજ કરી કે શું હું મારી માંથી પણ ઈજાઝ લઉં? આપ (રદિયલ્લાહુ અન્હુ)એ જવાબ આપ્યો કે તમે તમારી વાલિદાને દરકે સ્થિતિમાં જોવાનું પસંદ નહિ કરો.(માટે ઈજાઝત લો.)

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ)ના અહલિયહ હઝરત ઝૈનબ (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ) જયારે કોઈ કામથી ફારિગ થઈને ઘરે આવતા તો દરવાજા પાસે ખંખારો ખાતા, જેથી અમારી કોઈ એવી હાલત પર નજર ન પડે

જેને તેઓ પસંદ કરતા નથી.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ) જયારે ઘરમાં દાખલ થતા તો પહેલા ખંખારો ખાતા અને અવાજ લગાવતા. (ઈબ્નેમાજા)

હઝરત હુઝયફા બિન યમાન (રદિયલ્લાહુ અન્હુ)થી એક વ્યકિતએ પૂછયું કે શું હું મારી માથી પણ ઈજાઝત લઉ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હાં, જો તુ ઈજાઝત નહીં લે તો તેમને એવી હાલતમાં જોશે જેને તુ પસંદ કરતો નથી.

હઝરત મુસા તાબેઈ જે સહાબી હઝરત તલ્હા બિન ઉબેદુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ)ના સુપુત્ર છે, ફરમાવે છે કે હું મારા વાલિદ સાહેબ સાથે ઘરમાં વાલિદા પાસે ગયો, જયારે વાલિદ સાહેબ રૂમમાં દાખલ થયા તો હું પણ પાછળ–પાછળ દાખલ થઈ ગયો તો વાલિદ સાહબે મને જોરથી ધકકો માર્યો જેથી હું જમીન પર પટકાઈ ગયો અને કહેવા લાગ્યા કે શુ વગર ઈજાઝતે દાખલ થાઓ છો?

હઝરત નાફિઅ મવલા હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હુ)ના ગુલામ હતા, તેઓ ફરમાવે છે કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હુ)ની આદત મુબારક હતી કે તેમનો કોઈ છોકરો બાલિગ થઈ જતો તો તેને પોતાના રૂમથી અલગ કરી દેતા અને ત્યાર પછી તે વગર ઈજાઝતે તેમના રૂમમાં દાખલ ન થતો.

હઝરત ઈબ્ને જુરૈજ, અતા બિન રિબાહ (રહમતુલ્લાહિ અલયહિ)થી નકલ કરે છે કે મેં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી સવાલ કર્યો કે શું હું મારી બે બહેનોથી પણ ઈજાઝત લઉ? તેમણે ફરમાવ્યુ: હાં! મે અરજ કરી કે તેઓનું પાલનપોષણ હું કરું છું અર્થાત મારા ઘરમાંજ છે અને મારી જવાબદારીમાં છે અને હું જ તેમનો ઉછેર કરું છું અને તેમની ઉપર ખર્ચ કરું છું, ફરમાવ્યું શું તમે પસંદ કરો છો કે તમે તેમને નગ્ન હાલતમાં જુઓ? પછી હઝરત અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ)એ આયત પઢી:

﴿وَاِذَا بَلَغَ الْاَطْفَالُ مِنْكُمُ الْحُلُمَ فَلْيَسْتَاْذِنُوْا كَمَا اسْتَاْذَنَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ﴾

અને જયારે તમારામાંના છોકરા યુવાનીની હદ પર પહોંચે તો તેમણે તેવી જ રીતે પરવાનગી (ઈજાઝત) લેવી જોઈએ જેવી કે એમનાથી આગલા (મોટા માણસો) પરવાનગી લે છે. (સૂરએ નૂર:૫૯)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે ઈજાઝત લેવી બધાં લોકો પર વાજિબ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે ઘરમાં દાખલ થતી વખતે દરેક વ્યકિત એ પોતાના વાલિદ, વાલિદા, ભાઈ, બહેન વગેરેથી ઈજાઝત લેવી જોઈએ.

હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે દરેક વ્યકિતએ (ઘરમાં દાખલ થતી વખતે)પોતાના છોકરાથી પરવાનગી–ઈજાઝત લેવી જોઈએ, પોતાની વાલિદાથી ભલેને તે વૃધ્ધ હોય, પોતાના ભાઈથી, પોતાની બહેનથી અને પોતાના વાલિદથી. (અલ અદબુલ મુફરદ, ઈબ્ને કસીર)

## અદબ(૫)

## જયારે બીજાના ઘરે જાઓ તો દરવાજો ખખડાવવાનો અંદાજ

જયારે તમને તમારા ભાઈ, દોસ્ત, ઓળખીતા અથવા કોઈ બીજાથી મળવું હોય તો તેનો દરવાજો ખખડાવવો અને તે પણ નરમીથી ખખડાવો કે ઘરાવાળાઓને જાણ થઈ જાય કે દરવાજા પર કોઈ આવ્યું છે અને એટલા જોરથી કે સખ્તીથી દરવાજો ન ખખડાવો જેમકે સખત દિલ અને જાલિમ અધિકારીઓ ખખડાવે છે, તેનાથી ઘરવાળાઓ પરેશાન થઈ જાય, કારણ કે આ અદબ વિરુધ્ધ છે.

એક ઓરત હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહમતુલ્લાહિ અલયહિ)ની ખિદમતમાં દીની મસ્અલો પૂછવા આવી અને દરવાજો સખતીથી ખખડાવ્યો, ઈમામ સાહબ બહાર તશ્રીફ લાવ્યા અને ફરમાવ્યું આ તો પોલીસવાળાઓ જેવું ખખડાવવું છે.

સહાબાએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અદબના કારણે દરવાજો નખથી ખખડાવતા હતા તેનું બયાન ઈમામ

બુખારી (રહમતુલ્લાહિ અલયહિ)એ અલ અદબુલ મુફરદમાં કર્યું છે.

યાદ રાખો આ નરમીથી ખખડાવવું ત્યારે છે જયારે ઘરવાળાઓ દરવાજાની નજીક હોય, પરંતુ જો ઘરવાળાઓ દરવાજાથી દૂર હોય તો થોડે જોરથી ખખડાવવું જોઈએ કે ઘરવાળાઓ સાંભળી લે અને તેમાં પણ વધુ સખતીથી બચવું જાઈએ. આગળ હદીષ આવી ગઈ છે.(નરમી જે ચીજમાં હશે તે તેને ખુબસૂરત બનાવી દેશે અને જે ચીજ નરમીથી વંચિત હશે તે તેને બદસુરત બનાવી દે છે.)

એક હદીષમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે વ્યકિત નરમીથી મહરૂમ–વંચિત કરી દેવામાં આવ્યો તે બધીજ ભલાઈઓથી મહરૂમ રહયો. (મુસ્લિમ)

જો તમે દરવાજો ખખડાવ્યો અને દરવાજો ન ખુલ્યો તો બીજી વખત ખખડાવતા પહેલા એટલી વાર થોભી જાઓ કે વુઝૂ કરનાર પોતાનું વુઝૂ કરી લે, નમાઝ પઢનાર નમાઝથી ફારિગ થઈ જાય, ખાવાનું ખાનારો શાંતિથી કોળિયો ગળામાં ઉતારી લે. કેટલાક ઉલમાએ કિરામનું મંતવ્ય ચાર રકાત જેટલું છે, કારણ કે બની શકે કે જયારે તમે દરવાજો ખખડાવ્યો ત્યારે જ તેણે નમાઝની નિય્યત કરી હોય, ત્રણ વખત થોભી થોભીને દરવાજો ખખડાવ્યા પછી જો અંદાજો આવી જાય કે મકાન માલિક કામમાં મશગુલ ન હોત તો જરૂર બહાર આવી જતા, માટે તમે પાછા આવી જાવ. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જયારે તમારામાંથી કોઈ ત્રણ વખત ઈજાઝત–પરવાનગી માંગે અને તેને ઈજાઝત ન મળે તો તેને પરત થઈ જવું જોઈએ. (બુખારી, મુસ્લિમ)

જયારે તમે દાખલ થવાની ઈજાઝત માંગો તો દરવાજાની બિલ્કુલ સામે ન ઊભા રહો, બલકે દરવાજાની જમણી કે ડાબી બાજુએ ઊભા રહેવું જોઈએ. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે કોઈના દરવાજા પર તશરીફ લઈ જતા તો દરવાજાની બિલ્કુલ સામે ઊભા ન રહેતા, બલકે ડાબી કે જમણી બાજુ ઊભા રહેતા હતા. (અબૂદાઉદ)

# અદબ(૬)

## જયારે ઘરવાળા પૂછે કે કોણ? તો આખું નામ બતાવવું જોઈએ

જયારે તમે તમારા ભાઈનો દરવાજો ખખડાવ્યો અને અંદરથી અવાજ આવ્યો કે કોણ? તો તમે તમારું આખું નામ બતાવો, અથવા જે નામથી ઓળખતા હોય તે બતાવવું જોઈએ આવું ન કહેવું જોઈએ કે "એ તો હું છું" અથવા "હું છું" વગેરે કારણકે અંદરથી પૂછનાર આ શબ્દોથી આવનારને ઓળખી શકતા નથી, અને આપણો આ જવાબ સાચો નથી કે ઘરવાળાઓ મારી અવાજ ઓળખે છે, કારણ કે અવાજ એક બીજાનો થોડો મળતો આવે છે, માટે જરૂરી નથી કે ઘરવાળાઓ તમારી અવાજને ઓળખી શકે કે ફરક કરી શકે, કારણ કે કાન પણ અવાજ ઓળખવામાં ભૂલ કરી શકે છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબમાં "હું" કહેવાને નાપસંદ કર્યુ છે, તેનાથી સાચી ઓળખ થઈ શકતી નથી.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયો અને જયારે મેં દરવાજો ખખડાવ્યો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કોણ ? મેં જવાબ આપ્યો કે "હું" તેની ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે "હું" "હું" , આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મારુ "હું" કહેવું નાપસંદ આવ્યું.(બુખારી, મુસ્લિમ) માટે જયારે સહાબાએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)થી પૂછવામાં આવતું કે કોણ? તો તેઓ પોતાનું નામ લેતા હતા.

હઝરત અબુઝર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે, તેઓ ફરમાવે છે કે એક રાત્રે હું મારા ઘરેથી નિકળ્યો તો જોયું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એકલા તશરીફ લઈ જઈ રહયા છે, હું ચાંદની રોશનીમાં ચાલવા લાગ્યો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પાછળ ફરીને જોયું તો મને જોઈ લીધો અને ફરમાવ્યું આ કોણ છે? મેં અરજ કરી કે અબુઝર!

(બુખારી, મુસ્લિમ)

હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ)ની બહેન અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકાની છોકરી હઝરત ઉમ્મેહાની (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થઈ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ગુસલ ફરમાવી રહયા હતા અને આપની બેટી હઝરત ફાતિમહ (રદિયલ્લાહુ અન્હા) પર્દો પકડી રહયા હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કોણ? તો મેં કહયું હું ઉમ્મેહાની છું. (બુખારી, મુસ્લિમ)

## અદબ(૭)

## પહેલાથી સમય માંગીને જાઓ

જો તમે કોઈના વાયદા વગર કોઈ ભાઈની મુલાકાત માટે જાઓ અથવા પહેલાથી કોઈ વાયદો હતો, પરંતુ (તે વખતે) મુલાકાત અંગે કોઈ મજબૂરી બતાવી તો તમે તેની મજબૂરી કબૂલ કરી લો,(એટલે તેની વાત માની લો) કારણ કે તેને પોતાના ઘર અને પોતાની હાલતની વધારે જાણકારી હોય છે, શકય છે કે તમારા આવવાના સમયે કોઈ ખાસ સમસ્યા ઊભી થઈ હોય અથવા કોઈ એવું કામ નિકળી ગયું હોય કે જેને પુરુ કરવામાં મુલાકાત અવરોધરૂપ બનતી હોય, તેવા સમયે તેને હક છે કે તમને મળવાથી–મુલાકાત આપવાથી મજબૂરી વ્યકત કરી લે.

હઝરત કતાદહ બિન દિઆમહ અસ્સુદૂસી (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે એવા લોકોના દરવાજા પર ઊભા ન રહો જેમણે તમને પરત કર્યા છે, કારણ કે જો તમને કામ છે તો તેમને પણ કામ છે, માટે માલિકને મજબૂરી દર્શાવવાનો (પરત કરવાનો) વધારે હક છે.

હઝરત ઈમામ માલિક (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે દરેક માણસ પોતાની મજબૂરી (કામ) બતાવી શકતો નથી, એટલા માટે બુઝૂર્ગોની આદત હતી કે કોઈની મુલાકાત માટે જતા તો એવું કહેતા કે"શકય છે કે હમણા તમે કોઈ કામમાં વ્યસ્ત હશો! જેથી માલિક જો કોઈ મજબૂરી દર્શાવે તો તેને માટે આસાની રહે.

ઉપરોકત અદબની અગત્યતા અને ઘરવાળાઓની મજબૂરી વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું:

﴿وَاِنْ قِيْلَ لَكُمُ ارْجِعُوْا فَارْجِعُوْا هُوَ اَزْكٰى لَكُمْ﴾

અને જો તમને એ જવાબ મળે કે (હમણા) પાછા જાઓ તો તમે પાછા ચાલ્યા આવો, એજ વાત તમારા માટે ઘણી સારી છે. (સૂરએ નૂર:૨૮)

કુર્આને કરીમે આ અદબથી તે લોકો માટે સહુલત પેદા કરી દીધી કે જેઓ અમુક વખતે ગલતીમાં ફસાય જાય છે.દાખલા તરીકે કોઈનાથી તેને મુલાકાત કરવાનું દિલ ન ચાહતું હોય તો તે મજબૂરીને કારણે જુઠ બોલે છે અને કોઈનાથી કહેવડાવે છે કે તેઓ ઘરમાં નથી, હાલાંકે તેઓ ઘરમા જ હોય છે, એટલા માટે તેને જુઠુ બોલવાનો ગુનોહ થઈ જાય છે અને તેનાથી ઘરના નાના બાળકો પણ આ ખોટી આદત શીખે છે અને કેટલીક વખતે આ ખોટા ખ્યાલથી દિલમાં દુશ્મની અને કપટ પૈદા થઈ જાય છે.

કુર્આને કરીમની હિદાયત અમને આ બુરાઈમાં પડવાથી રોકે છે એટલા માટે મકાન માલિકને આ હક આપ્યો છે કે તે ખૂબજ નરમીથી પોતાના આવનાર ભાઈથી ક્ષમા યાચી લે અને આવનારને આ હિદાયત આપી કે તે મકાન માલિકની મજબૂરીને કબૂલ કરી લે.

## અદબ(૮)

## બીજાના ઘરમાં દાખલ થતી વખતે નજરો નીચી રાખવામાં આવે

જયારે તમે કોઈના ઘરમાં દાખલ થવાની ઈજાઝત માંગો તો આ વાતનો ખ્યાલ રાખો કે તમારી નજર ઘરની અંદર અથવા પારકી સ્ત્રી પર ન પડે, કારણ કે આ અશિસ્તતા અને ગુનાહનું કારણ છે.

હઝરત સઅદ બિન ઉબાદહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે એક માણસ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મકાન પાસે આવ્યો અને દરવાજા સામે ઊભા રહીને અંદર આવવાની ઈજાઝત માંગી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ રીતે ઊભા રહો એટલે કે

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને દરવાજા આગળથી હટાવ્યા અને ફરમાવ્યું કે દરવાજાની સામેથી હટીને ઊભા રહો, પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું ઈજાઝત તો એટલા માટે લેવાની હોય છે કે નજરની હિફાઝત થાય. (અબૂદાઉદ, તબરાની)

ઈમામ બુખારી (રહમતુલ્લાહિ અલયહિ)એ ''અલ અદબુલ મુફરદ''માં હઝરત ષવબાન (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત નકલ કરી છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

لَايَحِلُّ لِاِمْرَیءٍ اِنْ یَّنْظُرَ اِلٰی جَوْفِ بَیْتٍ حَتّٰی یَسْتَأْذِنَ، فَاِنْ فَعَلَ فَقَدْ دَخَلَ

ઈજાઝત વગર કોઈના ઘરમાં જોવું જાઈઝ નથી, જો એવું કર્યું તો ઘરમાં દાખલ થઈ ગયો એવું ગણાશે.

અર્થાતઃ ઈજાઝત લીધા પહેલા જો તેના ઘરમાં જોઈ લીધું તો તે એવું છે જેમકે તે વગર ઈજાઝતે ઘરની અંદર દાખલ થઈ ગયો અને આ તેના માટે હરામ છે.

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

اِذَا دَخَلَ الْبَصَرُ فَلَا اِذْنَ لَهٗ

ઘરમાં નજર પહોંચી જાય તો ઈજાઝત માંગવાનો કોઈ અર્થ રહેતો નથી. (બુખારી, તિરમિઝી, અબૂદાઉદ)

ઈમામ બુખારી (રહમતુલ્લાહિ અલયહિ)એ હઝરત અમ્માર બિન સઈદથી રિવાયત કરી છે, તેઓ ફરમાવે છે કે હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું :

مَنْ مَّلَأَ مِنْ قَاعَةِ بَیْتٍ اَیْ سَاحَتِهٖ وَ دَاخِلِهٖ قَبْلَ اَنْ یُّؤْذَنَ لَهٗ فَقَدْ فَسَقَ.

જે વ્યકિતએ ઈજાઝત મળતા પહેલા ઘરમાં ખૂબ પેટ ભરીને જોઈ લીધું તો તે ફાસિક–ગુનેહગાર થઈ ગયો.

ઈમામ બુખારી, ઈમામ મુસ્લિમ (રહમતુલ્લાહિ અલયહિમા) તથા અન્ય મુહદ્દિસોએ હઝરત સહલ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત નકલ કરી છે કે તેઓ ફરમાવે છે કે એક શખ્સ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરમાં ડોકયું કરીને જોઈ રહયો હતો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હાથમાં ખંજવાડવાની લાકડી (કાંસકી) હતી જેનાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાનું સર મુબારક ખંજવાડતા હતા, જયારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે ડોકયું કરનારને જોયો તો ફરમાવ્યું જો મને ખબર હોત કે તમે ઘરમા જોઈ રહયા છો તો આ લાકડીથી તમારી આંખ ફોડી નાખતો! ઈજાઝત લેવાનો હુકમ એટલા માટે છે કે નજર અંદર ન પડે.

## અદબ(૯)

## જયારે કોઈની મુલાકાતે જાય તો બુટ–ચપ્પલ કયાં ઉતારે અને કેવીરીતે પહેરે?

જયારે તમે પોતાના મુસલમાન ભાઈની મુલાકાતે જાઓ અથવા પોતાના ઘરમાં દાખલ થાઓ તો તમે ઘરમાં દાખલ થતી વખતે અને બહાર નીકળતી વખતે શિસ્ત, નમ્રતા અને સભ્યતા અપનાવો. પોતાની નજર નીચી રાખો અને પોતાનો અવાજ ધીમો રાખો, પોતાના બુટ–ચપ્પલ પોતાની જગ્યાએ ઉતારો અને બુટ–ચપ્પલ ઉતારીને તરતીબથી મુકો અને તેને આમ–તેમ ન મુકો. બુટ ચપ્પલ પહેરવાના અદબોને ધ્યાનમાં રાખો, પહેરતી વખતે જમણો બુટ પગમા અને ઉતારતી વખતે ડાબા બુટ–ચપ્પલને પહેલા ઊતારો.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે જયારે તમારામાંથી કોઈ બુટ–ચપ્પલ પહેરે તો જમણાથી શરૂઆત કરે અને જયારે ઉતારે તો ડાબાથી શરૂઆત કરે જમણા બુટચપ્પલને પહેલા પહેરવામાં આવે અને અંતે ઉતારવામાં આવે. (મુસ્લિમ)

પોતાના અથવા મુસલમાન ભાઈના ઘરમાં દાખલ થતાં પહેલા બુટ

ચપ્પલને સારી રીતે જોઈલો, જો બુટ–ચપ્પલ સાથે રસ્તામાં ધુળ લાગી ગઈ હોય તો પહેલા તેને દૂર કરો અને બુટ–ચપ્પલને જમીનથી મસળી લો જેથી તેની સાથે લાગેલી ચીજ દૂર થઈ જાય, કારણકે ઈસ્લામ પાક અને સભ્યતાનો દીન છે.

## અદબ(૧૦)

## મેઝબાનના ઘરે બેસવાના આદાબ

પોતાના ભાઈ અથવા મેઝબાન સાથે બેસવાની જગ્યાએ ખેંચતાણી ન કરો, બલ્કે તે તેમને જયાં બેસાડે ત્યાં બેસો, કારણ કે તમારી મરજીની જગ્યાએ બેસી જશો તો શકય છે કે ત્યાંથી અવરતો પર નજર પડતી હોય અથવા મેઝબાન ત્યાં બેસવાને નાપસંદ કરે, માટે તમે પોતાના મેઝબાનની ઈચ્છા પ્રમાણે બેસો અને તેના ઈકરામને કબૂલ કરો.

હઝરત અદી બિન હાતિમ તાઈ (રદિયલ્લાહુ અન્હુ)ના વાકેઆમાં આવે છે કે તેઓ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને બેસવા માટે તકીયો આપ્યો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જમીન પર બેસી ગયા.

હઝરત અદી (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને સાથે લઈ ગયા જયારે ઘરમા દાખલ થયા તો ચામડાનો એક તકીયો જેમાં ખજૂરની છાલો ભરેલી હતી મારી તરફ આગળ કર્યો અને ફરમાવ્યું કે આની ઉપર બેસી જાઓ મે અરજ કરી કે આપ તેની ઉપર બેસી જાઓ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ના તમે તેની ઉપર બેસો, માટે હું તેની ઉપર બેસી ગયો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જમીન પર બેસી ગયા.(ઈબ્ને કષીર, સિરતે ઈબ્ને હિશામ)

હઝરત ખારજા બિન ઝૈદ, મુહમ્મદ ઈબ્ને સીરીન (રહમતુલ્લાહિ

અલયહિ)ની મુલાકાતે તેમની ખિદમતમાં હાજર થયા તો શું જુએ છે કે ઈબ્ને સીરીન (રહમતુલ્લાહિ અલયહિ) તકીયો છોડીને જમીન પર બેઠા છે. હઝરત ખારજા (રહમતુલ્લાહિ અલયહિ)ની ચાહત હતી કે તેમની સાથે તેઓ પણ જમીન પર બેસી જાય, માટે તેમનાથી કહેવા લાગ્યા કે તમે તમારા માટે જે ચીજને પસંદ કરી છે એટલે કે જમીન પર બેસવું, હું પણ મારા માટે તેને પસંદ કરું છું તેની ઉપર ઈબ્ને સીરીન (રહમતુલ્લાહિ અલયહિ)એ ફરમાવ્યું, હું મારા ઘરે તમારા માટે તે પસંદ કરતો નથી જે મારા માટે પસંદ કરું છું, માટે તમે ત્યાં બેસો જયાં તમને બેસવા માટે કહેવામાં આવે છે.

એવી રીતે તમે મેઝબાનની ખાસ જગ્યાએ ન બેસો, પરંતુ તેઓ જાતે તમને ત્યાં બેસાડે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

لاَ يَؤُمُّ الرَّجُلَ الرَّجُلَ فِيْ سُلْطَانِهِ وَلاَيَقْعُدُ فِي بَيْتِهِ عَلٰى تَكْرِمَتِهِ اِلَّا بِاِذْنِهِ

કોઈ વ્યકિત બીજાની ઈમામત ન કરે, તેના હોદ્દાની જગ્યાએ અને ન તો તેના ઘરમાં તેની ખાસ જગ્યાએ બેસો, પરંતુ તે પરવાનગી આપે. (મુસ્લિમ)

## અદબ(૧૧)

## મેઝબાનના ઘરે આમ–તેમ જોવા(શોધખોળ)થી બચવું

જયારે તમે તમારા ભાઈ અથવા મિત્રના ઘરે જાઓ અને તે તમને કોઈ જગ્યાએ બેસાડી દે અથવા સુવડાવી દે તો પોતાની નજરને એવી રીતે ન ફેરવો જેવી રીતે કોઈ વ્યકિત કોઈ વસ્તુ શોધી રહયો છે, બલ્કે તમે તમારી નજરને નીચી રાખો, જયારે તમે બેઠા હોય અથવા સૂવા માંગતા હોવ તો માત્ર તે ચીજ તરફ નજર કરો જેની તમને જરૂરત છે, કોઈ બંધ તિજોરીને ન ખોલો, એવી રીતે કોઈ બંધ પેટીને ન ખોલો અથવા કોઈ થેલી કે બેગ ઢાંકેલી હોય તો તેને ન ખોલો, કારણ કે આ ઈસ્લામી અદબની વિરુધ્ધ છે, અને તે અમાનતની વિરુધ્ધ પણ છે, જેને કારણે તમારા ભાઈએ તમને પોતાના ઘરમાં આવવાની અને રોકાવવાની ઈજાઝત આપી છે, માટે કોઈની મુલાકાત પહેલા મુલાકાતના આદાબ શીખી લો, અને સારા સમાજની વિશાળતામાં દાખલ થઈ જાઓ, અને પોતાના મેઝબાનને ત્યાં પ્રિય અને ઉચ્ચ હોદ્દા પર નિયુકત થઈ જાઓ.

# અદબ(૧૨)

## મુલાકાત માટે યોગ્ય સમયની પસંદગી,મુલાકાતની હદ અને મેઝબાન સાથે મેહમાનનો વર્તાવ

તમારા માટે જરૂરી છે કે મુલાકાત માટે યોગ્ય સમયની પસંદગી કરો અને જયારે મુલાકાત કરો તો મેઝબાન પાસે એટલું રોકાવો જેટલું તમારા અને એમના સંબંધો માટે યોગ્ય હોય અને તેની હાલત પ્રમાણે યોગ્ય હોય, માટે મુલાકાત લાંબી ન કરો અને ન મેઝબાન પર બોઝ બનો, અને ન એવા સમયે જાઓ કે મુલાકાત માટે યોગ્ય ન હોય, દાખલા તરીકે ખાતી વખતે, સુતી વખતે, આરામ સમયે મુલાકાતથી બચો.

ઈમામ નવવી (રહમતુલ્લાહિ અલયહિ)એ પોતાની કિતાબ "અલ અઝકાર"માં સલામના પ્રકરણમાં સલામના મસાઈલ બયાન કરતા ફરમાવ્યું:

એક મુસલમાન માટે જે મુસ્તહબ (પસંદ ચીજ)ની તાકીદ છે તે આ છે કે તે નેક લોકો, પોતાના ભાઈઓ, પોતાના પડોશીઓ, પોતાના દોસ્તો, અને રિશ્તદારોથી મુલાકાત કરતો રહે, તેમનો ઈકરામ કરે, એહસાન અને ભલાઈથી વર્તે અને સારો વર્તાવ કરે, મુલાકાતનો સમય હાલાત, સમય–સંજોગ અને ફુરસદથી બદલાયા કરે છે માટે યોગ્ય આ છે કે તેમનાથી મુલાકાત એવા સમયે હોય જેને તેઓ નાપસંદ ન કરતા હોય.

# અદબ(૧૩)

## મુલાકાત વખતે નાના અને મોટાથી વાતચીતના આદાબ

જયારે તમે તમારા મેઝબાનથી વાત કરો તો તનું સ્થાન અને આદરનો ખ્યાલ રાખીને સંક્ષેપમાં વાતચીત કરો અને જો મજલિસમાં સૌથી નાના છો તો તમે વાત ન કરો, પરંતુ મજલિસવાળા તમારાથી કોઈ સવાલ કરે તો તેનો જવાબ આપો, અને હાં જો આપને એવું લાગે કે તમારી વાતચીથી તે લોકો ખુશ થશે અને કદર કરશે તો વાતચીત કરી શકો છો, પરંતુ વધારે લાંબી વાતચીત નહિ અને મજલિસના અદબો અને વાતચીતના અંદાજને ન ભૂલો.

# અદબ(૧૪)

## મેઝબાનના ઘરે હાજર લોકોને સલામ કરવી અને પ્રતિષ્ઠિત લોકોનો આદર કરવો

જયારે તમે કોઈ મજલિસમાં જાઓ તો સૌથી પહેલા બધાને સલામ કરો અને જો સલામ પછી તમે મુસાફહ પણ કરવા ઈચ્છો તો મુસાફહની શરૂઆત તે વ્યકિતથી કરો જે બધાથી શ્રેષ્ઠ હોય, આલિમ, પરહેજગાર, ઉંમરમાં મોટી અથવા કોઈ એવી સિફત હોય જે શરીઅતમાં આદરપાત્ર હોય, અને શ્રેષ્ઠને છોડીને કોઈ એવી વ્યકિતથી બિલ્કુલ મુસાફહ ન કરો , તે ભલેને પહેલી સફમાં પહેલો હોય અથવા જમણી બાજુ હોય, બલ્કે સૌથી પહેલા તે વ્યકિતથી મુસાફહ કરો જે મજલિસમાં પોતાની ખાસ સિફત–ગુણને કારણે સૌથી શ્રેષ્ઠ હોય અને જો તમને ખબર નથી કે આમાં કોણ શ્રેષ્ઠ છે? અથવા તમે સમજો કે આદરમાં બરાબર છે તો જે ઉંમરમાં મોટી હોય તેનાથી શરૂઆત કરો, કારણ કે મોટી ઉંમરની ઓળખ સામાન્ય રીતે મુશકેલ હોતી નથી.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું

كَبِّرْ كَبِّرْ

વડીલો–મોટાઓને આગળ કરો. (બુખારી, નસાઇ)

એક રિવાયતમાં છે:

كَبِّرِ الْكُبْرَ فِى السِّنِّ

જે ઉંમરમાં વડીલ–મોટી હોય તેને આગળ કરો. (બુખારી, મુસ્લિમ)

એક હદીસમાં છે:

اِبْدَؤُا بِالْكُبَرَاءِ اَوْ قَالَ بِالْاَكَابِرِ

વડીલો–મોટાઓથી શરૂઆત કરો. (અબુયઅલા, તબરાની)

# અદબ(૧૫)

## મેઝબાનના ઘરે બીજાઓની સાથે બેસવાના આદાબ

જયારે તમે કોઇ મજલિસમાં જાઓ તો સાથે બેસેલી બે વ્યકિતઓની વચ્ચે ન બેસો, બલ્કે બંનેની જમણી અથવા ડાબી બાજુ બેસો.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

لَايَجْلِسُ بَيْنَ رَجُلَيْنِ اِلَّا بِاِذْنِهِمَا

બે વ્યકિતઓની વચ્ચે બેસવામાં ન આવે પરંતુ તેમની ઈજાઝતથી. (અબુદાઉદ)

જો ઈકરામ કરતા તે બંનેએ તમને તેમની વચ્ચે જગ્યા આપી દીધી તો તમે થોડી જગ્યામાં બેસી જાઓ, વધારે પહોળા થઈને ન બેસો.

હજરત ઈબ્નુલ અઅરાબી (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે કેટલાક હકીમોનું કથન છે કે બે વ્યકિતઓ જાલિમ છે, એક તે વ્યકિત જેને નસીહત કરવામાં આવી અને તેને ગુનાહનું સાધન બનાવી લે અને બીજો તે જેને બેસવા માટે ઓછી જગ્યામાં થી જગ્યા આપી પરંતુ તે પહોળો થઈને બેસી ગયો.

જો બે વ્યકિતઓ પાસે બેસો તો તેમની વાતો તરફ કાન ન લગાડો, પરંતુ આ કે તે ભેદની વાત ન હોય અને ન કે તે બંને વિશે હોય, કારણ કે તેમની વાતો તરફ કાન કરવા તમારી અખ્લાકી કમજોરી અને એવી બુરાઈ છે જેનો તમે ભોગ બની રહયા છો.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

مَنِ اسْتَمَعَ اِلٰى حَدِيْثِ قَوْمٍ وَهُمْ لَهُ كَارِهُوْنَ صُبَّ فِى اُذُنَيْهِ الْاٰنُكُ يَوْمَ الْقِيَامَةِ.

જે વ્યકિત બીજાની વાત કાન લગાવીને સાંભળે છે જેનું સાંભળવું તેમને પસંદ નથી, કયામતના દિવસે તેમના કાનોમાં સીસું નાખવામાં આવશે.

(બુખારી)

જયારે તમે ત્રણ વ્યકિતઓ બેઠા હોય તો તેમાંથી બે વ્યકિતઓએ ગુપસુપ ન કરવી જોઈએ કારણ કે આ રીતે તમે ત્રીજાને પોતાનાથી અલગ કરી રહયા છો અને તેને શંકામાં નાખી રહયા છો, પરિણામ સ્વરૂપે તેના દિમાગમાં અલગ અલગ ખ્યાલો આવશે, આ ખાસિયત મુસલમાનો માટે શોભાપાત્ર નથી.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

لَايَتَنَاجٰی اِثْنَانِ بَيْنَهُمَا ثَالِثٌ

બે મુસલમાન પરસ્પર ગુપસુપ ન કરે જયારે કે તેમની વચ્ચે ત્રીજો પણ બેઠો હોય. (અબુદાઉદ)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી સવાલ કરવામાં આવ્યો કે જો ત્રણને બદલે ચાર વ્યકિતઓ હોય અને તેઓ (બે–બે વ્યકિતઓ) ગુપસુપ કરી શકે છે? તો આપે ફરમાવ્યું પછી કોઈ વાંધો નથી. (અબુદાઉદ)

## અદબ(૧૬)

## વડીલો સાથે ચાલવામાં, વાતચીત કરવામાં અને બીજાઓ સાથે મુલાકાતના આદાબ

આદર–અભિવાદનમાં પોતાનાથી મોટાઓના હકો ઓળખો. જો તમે તેમની સાથે ચાલી રહયા છો તો તેમની જમણી બાજુ થોડા પાછળ હટીને ચાલો અને જયારે તમે ઘરમાં દાખલ થાઓ અથવા ઘરેથી બહાર નિકળો તો તેમને પોતાનાથી આગળ કરો, જયારે તમે કોઈ વડીલથી મુલાકાત કરો તો સલામ અને આદરથી તેનો હક અદા કરો અને જયારે તેમનાથી વાતચીત કરો તો પહેલા તેમને વાત કરવાનો મોકો આપો અને ખુબ જ ધ્યાન લગાવીને તેમની વાત સાંભળો અને જો વાતનો વિષય એવો હોય જેમાં ચર્ચાની જરૂરત પડે તો ખુબ જ અદબ, શાંતિ અને નરમીથી ચર્ચા કરો, વાત કરતી વખતે અવાજ ધીમો રાખો. તેમને બોલાવતી વખતે તેમના માન–સન્માનને ન ભૂલો.

હદીસ શરીફમાં છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે બે ભાઈઓ આવ્યા, જેથી તેમની વચ્ચે જે બનાવ બન્યો છે તે આપની

સામે અરજ કરે, તેમાં એક મોટો ભાઈ હતો, પરંતુ નાના ભાઈએ વાત કરવાનો ઈરાદો કર્યો તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેનાથી ફરમાવ્યું કે પોતાના મોટા ભાઈને તેમનો હક આપો અને તેમને વાત કરવાનો મોકો આપો. (બુખારી, મુસ્લિમ)

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

لَيُسَ مِنَّا مَنُ لَمُ يجل كَبِيُرِنَا

તે વ્યકિત અમારામાંથી નથી જે અમારા વડીલોની ઈઝઝત ન કરે.

એક રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

لَيُسَ مِنَّا مَنُ لَمُ يُوَقِّرُ كَبِيُرَنَا وَ يَرُحَمُ صَغِيُرَنَا وَ يَعُرِفُ لِعَالِمِنَا حَقَّهُ

તે વ્યકિત અમારામાંથી નથી જે અમારા વડીલોની ઈઝઝત ન કરે અને અમારા નાનાઓ (બાળકો) પર રહમ ન કરે અને અમારા આલિમોનો હક ન જાણતો હોય. (અહમદ, હાકિમ, તબરાની)

## અદબ(૧૭)

## જયારે ઈલ્મ અને અમલમાં બધા બરાબર હોય તો કેવો વ્યવહાર કરવો?

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નવજવાનોને ઈજતિમા અને મજલિસના આદાબ અને મોટી વ્યકિતઓને નાની વ્યકિતઓથી આગળ કરવા વિશે બયાન ફરમાવ્યું.

હઝરત માલિક બિન હુવયરિષ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે અમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને અમે બધા નવજવાન અને લગભગ સરખી ઉમરના હતા. અમે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં વીસ દિવસ રોકાયા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખૂબજ પ્રેમાળ અને મહેરબાન હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જયારે લાગ્યું કે અમને અમારા

ઘરવાળા યાદ આવે છે તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને પૂછયું ઘરમાં કોઈને છોડીને આવ્યા છો? જયારે અમે આપને બતાવ્યું તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું પાછા પોતાના ઘરવાળાઓ પાસે જાઓ અને તેમની વચ્ચે રહો અને તેમને તાલીમ આપો અને સારા કાર્યોનો હુકમ કરો, જયારે નમાઝનો વખત થઈ જાય તો તમારામાંથી કોઈ એક અઝાન આપે અને જે તમારામાં મોટો હોય તે નમાઝની ઈમામત કરાવે.

હાફિઝ ઈબ્ને રજબ હંબલી (રહમતુલ્લાહિ અલયહિ) ''ઝયલ તબકાતુલ હનાબિલહ''માં ફકિહ અબુલહસન અલી બિન મુબારક કર્ખી (રહમતુલ્લાહિ અલયહિ)(મૃત્યુ હિજરી ૪૮૭) જે ઈમામ ફકિહ અબુયઅલા હંબલી (જેઓ પોતાના જમાનામાં શૈખુલ હનાબિલા તરીકે ઓળખાતા હતા.)ના શિષ્ય હતા. તેમના તરજુમામાં લખ્યું છે કે તેઓ ફરમાવે છે કે એક દિવસે હું કાઝી અબુયઅલાની સાથે સાથે ચાલી રહયો હતો, તે દરમિયાન તેમને મારાથી સવાલ કર્યો કે જો તમે કોઈ એવી વ્યકિત સાથે ચાલી રહયા છો જેનો તમે આદર કરો છો તો તેની સાથે કઈ બાજુ ચાલશો? મેં અરજ કરી કે મને ખબર નથી,ફરમાવ્યું કે તેની જમણી બાજુ ચાલો અને તેને નમાઝના ઈમામની જેમ સમજો અને ડાબી બાજુ તેમના માટે છોડી દો જેથી જરૂરતના સમયે તેઓ થુંક વગેરે માટે ઉપયોગ કરી શકે.

## અદબ(૧૮)

## મહેમાન નવાઝીમાં શરૂઆત કોનાથી કરવી?

મહેમાની અને ઈકરામના મોકા પર વડીલો અને પ્રતિષ્ઠિત વ્યકિતઓને આગળ કરો અને પહેલા વડીલોથી શરૂઆત કરો, પછી જે તેમની જમણી બાજુ મજલિસમાં બેઠા હોય. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ જ સુન્નત છે, તેની દલીલ માટે અનેક હદીસો છે.

હઝરત હુજેફા બિન યમાન (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે જયારે અમને રસૂલેકરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે ખાવા માટે બોલાવવામાં આવતા તો અમે ત્યાં સુધી હાથ ન લંબાવતા જયાં સુધી

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શરૂ ન કરે અને પોતાનો હાથ ન નાખે. (મુસ્લિમ)

ઈમામ નવવી (રહમતુલ્લાહિ અલયહિ)એ પોતાની કિતાબ "રિયાઝુસ્સાલિહીન"માં આ વિષય પર એક ખાસ પ્રકરણ લખ્યું અને ઘણી હદીષો બયાન કરી છે, તેમાંથી અમુકને અહિંયા બયાન કરું છું. અલ્લાહ તઆલાનું ફરમાન છે:

﴿قُلْ هَلْ يَسْتَوِى الَّذِيْنَ يَعْلَمُوْنَ وَ الَّذِيْنَ لَايَعْلَمُوْنَ اِنَّمَا يَتَذَكَّرُ اُولُوْ الْاَلْبَابِ﴾

આપ ફરમાવી દો કે જ્ઞાનવાળા અને અજ્ઞાનો કંઈ સરખા થઇ શકે છે? (એ વિષે) સદ્‌બુધ્ધિવાળા જ બોધ ગ્રહન કરે છે. (સૂરએ ઝુમરઃ૯)

હઝરત અબુ મસ્ઉદ ઉક્બા બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

يَؤُمُّ الْقَوْمَ اَقْرَؤُهُمْ لِكِتَابِ اللّٰهِ، فَاِنْ كَانُوْا فِى الْقِرَائَةِ سَوَاءً فَاَعْلَمُهُمْ بِالسُّنَّةِ، فَاِنْ كَانُوْا فِى السُّنَّةِ سَوَاءً فَاَقْدَمُهُمْ هِجْرَةً، فَاِنْ كَانُوْا فِى الْهِجْرَةِ سَوَاءً فَاَقْدَمُهُمْ سِنًّا.

લોકોની ઈમામત તે વ્યકિત કરાવે જે કિતાબુલ્લહનો આલિમ અને કારી હોય, જો કિરાતમાં બધા બરાબર હોય તો જે સુન્નતનો મોટો આલિમ હોય, જો સુન્નતમાં બધા બરાબર હોય તો જે હિજરતમાં પહેલો હોય, જો હિજરતમાં પણ બધા બરાબર હોય તો જે ઉમરમાં મોટો હોય.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

لِيَلِيَنِى مِنْكُمْ اُولُوْ الْاَحْلَامِ وَ النُّهٰى ثُمَّ الَّذِيْنَ يَلُوْنَهُمْ ثُمَّ الَّذِيْنَ يَلُوْنَهُمْ.

મારા નજીક (નમાઝમાં) તે લોકો ઉભા રહે જે બુધ્ધિશાળી અને

સમજદાર હોય, પછી જે તેમની નજીક હોય, પછી જે તેમની નજીક હોય.

હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ગઝવએ ઉહદના શહીદોને બે–બે કરીને એક કબરમાં મુકતા હતા, પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પૂછતા કે આ બંનેમાં કુરઆને કરીમના વધારે હાફિઝ કોણ છે? જયારે બેમાંથી એક તરફ ઈશારો કરવામાં આવતો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેને કિબ્લા બાજુ કબરમાં પહેલા મુકતા હતા.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

أَرَانِی فِی الْمَنَامِ اَتَسَوَّکُ بِسِوَاکٍ فَجَاءَ نِی رَجُلَانِ،اَحَدُهُمَا اَکْبَرُ مِنَ الْاٰخَرِ، فَنَاوَلْتُ السِّوَاکَ الْاَصْغَرَ ، فَقِيْلَ لِی کَبِّرْ،فَدَفَعْتُهُ اِلَی الْاَکْبَرِ مِنْهُمَا.

મેં સપનામાં જોયું કે હું મિસ્વાક કરી રહયો છું અને મારી પાસે બે વ્યકિતઓ આવ્યા તેમાં એક વડીલ પણ હતા તે મિસ્વાક મેં નાનાને આપી દીધી તો મારાથી કહેવામાં આવ્યું કે વડીલને આપો તો તે મિસ્વાક તેમાં જે વડીલ હતા તેમને આપી દીધું. (મુસ્લિમ શરીફ)

હઝરત અબુ મૂસા અશ્અરી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

اِنَّ مِنْ اِجْلَالِ اللّٰهِ اِکْرَامُ ذِیْ الشَّيْبَةِ الْمُسْلِمِ، وَحَامِلِ الْقُرْاٰنِ غَيْرَ الْغَالِی فِيْهِ وَ الْجَافِیْ عَنْهُ، وَ اِکْرَامُ ذِیْ السُّلْطَانِ الْمُقْسِطِ.

અલ્લાહ તઆલાના આદરમાં આ પણ છે કે મોટી ઉમરના મુસલમાન અને કુર્આનના હાફિઝ જે તેમાં દુષ્કૃત્ય અને અન્યાય ન કરતો હોય તેનો ઈકરામ કરવામાં આવે અને ન્યાય પ્રિય હાકિમનો.

હઝરત મયમુન બિન અબી શબીબ (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે હઝરત ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિયલ્લાહ અન્હા)ના દરવાજા પર એક સાઈલ આવ્યો, આપ (રદિયલ્લાહુ અન્હા)એ તેને રોટીનો ટુકડો આપ્યો (તે જતો રહયો) પછી એક બીજો સફેદ પોશાકમાં સાઈલ આવ્યો તો આપ (રદિયલ્લાહુ અન્હા)એ તેમને બેસાડયા અને ખાણું ખવડાવ્યું, જયારે હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી બંનેમાં તફાવત કરવાનું કારણ પૂછવામાં આવ્યું તો હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)એ ફરમાવ્યું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છેઃ

اَنْزِلُوا النَّاسَ مَنَازِلَهُمْ

લોકો સાથે તેમની હેસિયત (લાયકાત) પ્રમાણે વ્યવહાર કરો.

હઝરત અબૂસઈદ સમુરહ બિન જુન્દુબ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે હું રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જમાનામાં નાનો (છોકરો) હતો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી હદીસ યાદ કરતો હતો , પરંતુ અદબને કારણે વાત કરતો ન હતો, કારણકે ત્યાં એવા લોકો હાજર હતા જે મારાથી ઉમરમાં મોટા હતા.(બુખારી, મુસ્લિમ)

માટે સુન્નત આ છે કે મજલિસમાં જે ઉમરમાં મોટું હોય અથવા ઉત્તમ હોય કે આલિમ હોય એટલે કે મજલિસમાં એવો વ્યકિત હાજર હોય જે બીજાઓના મુકાબલામાં વિશિષ્ટ ગુણ ધરાવતો હોય, ભલેને તે ઉમરમાં મોટો હોય અથવા ઈલ્મની હેસિયતથી અથવા પ્રતિષ્ઠામાં અથવા એહલે બૈતમાંથી હોય અથવા હોદાની રૂએ,જિહાદમાં, સખાવતમાં, અથવા બીજી ચીજોમાં બીજાઓ કરતાં આગળ હોય તેનાથી ઈકરામ–આદરની શરૂઆત કરવામાં આવે.

ખુલાસો આ છે કે મહેમાની અને ઈકરામમાં સુન્નત આ છે કે કોઈ ખાસ ગુણવાળી વ્યકિતથી શરૂઆત કરવામાં આવે પછી જે તેની જમણી તરફ હોય તેથી બંને સ્પષ્ટ આદેશો ઉપર અમલ થઈ જાય, એટલે કે જે સ્પષ્ટ આદેશોમાં જમણી તરફથી શરૂ કરવાનો હુકમ છે અથવા તે સ્પષ્ટ આદેશોમાં

વડીલોને આગળ કરો અને તે વ્યકિત અમારામાંથી નથી જે અમારા વડીલોની ઈઝઝત ન કરે અને વડીલોને આગળ કરો વગેરેનુ વર્ણન થયું છે.

અમુક લોકો સ્પષ્ટ આદેશોને સમજવામાં ગલતી કરે છે તેને કારણે સ્પષ્ટ આદેશોને યોગ્ય જગ્યાએ ફિટ કરવામાં ગલતીના શિકાર બન્યા છે અને એવું સમજે છે કે સુન્નત આ છે કે મેઝબાનની જમણી બાજુએથી શરૂ કરવામાં આવે ભલે ને તે કોઈ પણ હોય, અને તેને હદીસથી સાબિત કરે છે, જેમાં જમણી બાજુએથી શરૂ કરવાનો હુકમ છે, હાલાંકે તે હુકમ ત્યારે છે જયારે મજલિસમાં હાજર બધી વ્યકિતઓ ઉમર અને કમાલની હેસિયતથી બરાબર હોય, તો તે વખતે જે જમણી બાજુ હોય તેનાથી શરૂઆત કરવામાં આવે.

પરંતુ જો તે બધા કમાલોમાં બરાબર હોય પરંતુ તેમાંથી કોઈ એક કોઈ એકમાં આગળ હોય દાખલા તરીકે ઉમરમાં બધાથી મોટો હોય તો તેનાથી શરૂઆત કરવામાં આવે, કારણ કે આ ગુણને કારણે તેને બીજાઓ પર સરસાઈ આપવામાં આવશે, માટે આ ગુણને અગ્રતા આપીને તે વ્યકિતથી શરૂઆત કરવામાં આવશે.

હઝરત ઈમામ ઈબ્ને રુશ્દ (રહમતુલ્લાહિ અલયહિ) પોતાની કિતાબ "અલબયાન વ ત્તહસીલ"માં ફરમાવે છે કે મજલિસવાળાઓના હાલાત જો એક જેવા હોય અથવા નજીક નજીક હોય તો શરૂઆત જમણી બાજુથી કરવામાં આવશે, શ્રેષ્ઠ અખ્લાકમાં આ જ તરીકો પ્રિય છે, કારણકે તેમાં કોઈને કોઈ પર અગ્રતા આપવામાં આવતી નથી.

પરંતુ જો મજલિસમાં કોઈ આલિમ હોય, વડીલ કે કમાલાતમાં આગળ હોય તો સુન્નત તરીકો આ છે કે તે વડીલથી શરૂઆત કરવામાં આવે ભલે તે ગમે ત્યાં બેઠા હોય, પછી તેમની જમણી બાજુએથી શરૂઆત કરવામાં આવે જેમકે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અમલથી સાબિત છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દુધ પેશ કરવામાં આવ્યું તેમાં પાણી ઉમેરેલું હતું તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પીધા પછી પોતાની જમણી બાજુ બેઠેલા એક ગામડિયાને આપ્યું,જયારે કે આપની ડાબી બાજુ

હઝરત અબુબકર (રદિયલ્લાહુ અન્હુ) બેઠા હતા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ઈરશાદ ફરમાવ્યો " اَلْاَيْـمَـنُ فَالْاَيْـمَـنُ" તો ડાબી બાજુવાળાને પહેલા નહિ આપવામાં આવે ભલેને તે જમણી બાજુવાળાના મુકાબલામાં પોતાના ઈલ્મ અને વડીલ હોવાને કારણે શરૂઆતનો વધારે હકદાર હોય, પરંતુ હા જમણી બાજુવાળાની ઈજાઝત લઈને ડાબી બાજુવાળાને પહેલા આપવામાં આવે. એક વખત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પીવા માટે કોઈ ચીજ પેશ કરવામાં આવી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે પીધું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જમણી બાજુ એક નાની ઉંમરનો અને ડાબી બાજુ મોટી ઉંમરના લોકો હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે છોકરાથી ફરમાવ્યું કે શું તમે મને ઈજાઝત આપો છો કે હું તે (પીવાની ચીજ) આ લોકોને આપી દઉ? તો તે છોકરાએ કહયું કે બિલ્કુલ નહિ યા રસુલલ્લાહિ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હું તમારા તરફથી મળેલ હિસ્સામાં કોઈને આગળ કરી શકતો નથી, તેથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે પીવાની ચીજ તે છોકરાના હાથમાં આપી દીધી જે તે વાતનો ઈશારો છે કે આ તેનો હક છે.

માટે આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે જયારે મજલિસમાં કોઈ મોટી શખ્સીયત ન હોય તો સામાન્ય રીતે જમણી બાજુએથી શરૂ કરવું એ શરઈ તરીકો છે જે ઉપર બયાન થયું, પરંતુ જો મજલિસમાં કોઈ એવો વ્યકિત હાજર હોય જેમાં કોઈ એવો ગુણ હોય જે શારિઅ (અલયહિસ્સલામ)એ ગૌરવનું કારણ ગણાવ્યું છે તો વિના સંકોચે તે ગૌરવવંતી વ્યકિતથી શરૂઆત કરવામાં આવે.

જો કહેનારના મતે મેઝબાન શરૂ કરે જે પણ તેની જમણી બાજુ હોય ભલેને તે બાળક જ હોય અથવા સભાના પ્રમુખનો નોકર કે તેમનો ડ્રાઈવર હોય કેટલીક વખતે તો ડ્રાઈવર ગેરમુસ્લિમ હોય છે જયારે કે મજલિસમાં સરતાજ કયારેક મોટા આલિમ, ગવર્નર, દાદા અથવા પિતાના ભાઈ કમાલાતથી પૂર્ણ હોય છે, તો બતાવો કે શું ઈસ્લામ તે વાતની ઈજાઝત આપશે

કે તે બુઝુર્ગોને છોડીને આદર અને ઈકરામની શરૂઆત બાળકો, નોકરોથી કરવામાં આવે? હાલાંકે કયારેક મજલિસમાં સર્વશ્રેષ્ઠથી પહેલા દસ—વીસ હોય છે તો આ સુરતમાં મેઝબાન શું દસ—વીસ સામાન્ય પછી મજલિસના પ્રમુખ કે વડીલ સુધી પહોંચશે.

એટલા માટે ઈસ્લામી આદાબ તેનાથી પાક છે કે તે આ કઢંગી અને ફિતરી અદબની વિરુધ્ધ કરવાની ઈજાઝત આપે.

પરંતુ જો મજલિસમાં કોઈ નાનો અથવા કોઈ એક સામાન્ય માણસ પોતે પાણી માંગે તો તે માંગવાને કારણે તે વાતનો હકદાર બની જાય છે કે તેની માંગ પૂરી કરવામાં આવે અને તેનાથી શરૂઆત કરવામાં આવે અને ત્યાર બાદ તેની જમણી બાજુવાળાને આપવામાં આવે, ભલેને તે નાની ઉંમર કે માન—સનમાનમાં ઉતરતી કક્ષાનો હોય અને જયારે આ નાની ઉંમરનાને પાણી વગેરે આપવામાં આવ્યું અને તેને જોયું કે તેનાથી કોઈ મોટી વ્યકિત તે પાણી વગેરે તરફ નજર કરી રહી છે અને તે પોતાનો હક છોડી તે વડીલથી શરૂઆત કરે અને ઈસ્લામી અદબની રિઆયત કરે તો તેને એક મોટી ફઝીલત પ્રાપ્ત કરી લીધી, તેનાથી તેની ઈઝઝતમાં વધારો થશે અને સવાબ પણ પ્રાપ્ત થશે.

## અદબ(૧૯)

## મુસલમાનોની પોતાના માતા—પિતા સાથેની વાતચીત, અવાજ બુલંદ કરવો અને સાથે ચાલવાના આદાબ

પોતાના માતા—પિતાના અદબનો પૂરો ખ્યાલ રાખો કારણ કે કારણ કે તે બીજા લોકોના મુકાબલામાં તમારા અદબના વધારે હકદાર છે એક વ્યકિત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કેયા રસૂલલ્લાહિ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મારા સારા વર્તાવનો વધારે હકદાર કોણ છે? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

اُمُّکَ ثُمَّ اُمُّکَ ثُمَّ اُمُّکَ ثُمَّ اَبُوْکَ ثُمَّ اَدْنَاکَ اَدْنَاکَ

તમારી મા, તમારી મા, તમારી મા. પછી ફરમાવ્યું તમારા પિતા, પછી સ્થાન પ્રમાણે (અન્ય રિશ્તેદાર)(બુખારી શરીફ)

હઝરત ઈબ્ને વહબ (રહમતુલ્લાહિ અલયહિ)એ ઈમામ માલિક બિન અનસ (રહમતુલ્લાહિ અલયહિ)ના શિષ્ય, ઈમામ અબ્દુર્રહમાન બિન કાસિમ મિસરી (રહમતુલ્લાહિ અલયહિ)(જન્મઃ હિજરી ૧૩૨, મૃત્યુ હિજરી ૧૯૧) વિશે એ હિકયાત નકલ કરી છે કે તેમની સામે મુઅત્તા ઈમામ માલિક પઢવામાં આવી રહી હતી કે જલ્દી ઉભા થઈ ગયા અને મોડે સુધી ઉભા રહયા પછી બેસી ગયા, જયારે તેમનાથી તેનું કારણ પુછવામાં આવ્યું તો ફરમાવવા લાગ્યા કે મારી વાલિદા મકાનથી નીચે ઉતરી રહયા હતા અને કઈક માંગી રહયા હતા અને તે ઉભા રહયા તો હું તેમના ઊભા હોવાને કારણે ઉભો રહયો, પછી જયારે તેઓ જતા રહયા તો હું બેસી ગયો.

હઝરત હિશામ બિન ઉર્વહ (રદિયલ્લાહુ અન્હુ) પોતાના વાલિદ ઉર્વહથી રિવાયત કરે છે કે હઝરત અબૂહુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)એ એક વ્યકિતને જોયા કે તે એક વ્યકિતની આગળ આગળ ચાલી રહયા છે એટલે હઝરત અબૂહુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)એ તે આગળ ચાલનારથી પૂછયું, આનો તમારો શો સંબંધ છે? તેને કહયું કે આ મારા વાલિદ છે,તેની ઉપર આપ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે તેમનાથી આગળ ન ચાલો અને જયાં સુધી તે ન બેસે તમે ન બેસો અને તેમનું નામ લઈને ન બોલાવો. (બુખારી શરીફ)

હઝરત તાઉસ બિન કેસાન તાબિઈ (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે સુન્નતમાંથી આ પણ છે કે ચાર પ્રકારના લોકોનો ઈકરામ–આદર કરવામાં આવેઃ(૧) આલિમનો(૨) મોટીઉંમરવાળાનો(૩) હાકિમનો અને (૪) વાલિદનો. અને આ અસભ્યતા છે કે વ્યકિત પોતાના વાલિદનું નામ લઈને બોલાવે.

## અદબ(૨૦)

## માતા–પિતા સાથે નેકી કરવી ફરજ છે, તેના આદાબ

ઈમામ હાફિઝ ઈબ્ને અબ્દુલબર્ર (રહમતુલ્લાહિ અલયહિ) પોતાની

કિતાબ "અલ્કાફી"માં ફરમાવે છે કે વાલિદૈન સાથે એહસાન કરવું ફરજ છે અને આ આસાન કામ છે, જેના માટે અલ્લાહ તઆલા આસાન કરી દે, અને તેમની સાથે નેકી આ છે કે અવલાદ તેમનો અદબ કરે, વાત નરમીથી કરે અને તેમની તરફ મુહબ્બત અને આદરની નજરે જુએ, તેમની સાથે વાતચીત કરતી વખતે પોતાની અવાજ ઊંચી ના કરે, પરંતુ તે સુરતમાં કે તેમને સંભળાવવાનો હેતુ હોય અને જે નેઅમતો અલ્લાહે તમને આપી છે તે તેમના હાથોમાં ફેલાવી દો, ખાવા–પીવાની ચીજોમાં તેમના મુકાબલામાં પોતાને અગ્રતા ન આપો, અને જયારે વાલિદ સાથે ચાલો તો તેમનાથી આગળ ન ચાલો, અને મજલિસમાં તેમનાથી પહેલા વાત ન કરો, અને તે જાણતો હોય કે વાલિદ તેના વધારે હકદાર છે અને જેટલું બની શકે તેમની નારાજગીથી બચો અને તેમને રાજી કરવામાં પોતાની તાકત ખર્ચ કરો.

વાલિદૈનને ખુશ રાખવા નેકી અને અફઝલ અમલ છે, જયારે તેઓ તને પોકારે તો જલ્દી જવાબ આપ, ભલેને બંને પોકારે અથવા કોઈ એક, જો તુ નફલી નમાઝમાં હોય તો નમાઝ ટુંકાવીને તેનાથી ફારિગ થઈ જલ્દી તેમનો જવાબ આપ, એવી રીતે વાલિદૈન પર પણ આ હક છે કે અવલાદથી નરમીનો વર્તાવ કરે, પોતાની સાથે નેકી કરવામાં તેમની મદદ કરે અને તેમની સાથે સહાનુભૂતિ અને મિત્રતાનો વ્યવહાર કરે કારણ કે અલ્લાહ તઆલાની મદદથી જ બંદો ઈતાઅત અને હુકમો પૂરા કરે છે.

## અદબ(૨૧)

## સફરથી આવનારાઓનું સ્વાગત કરવું અને જાતે સફરથી આવનારા માટેના આદાબ

તમે પોનાના વાલિદ અથવા કોઈ માનનીય કુટુંબીજન કે પોતાનાથી નાની–મોટી વ્યકિતઓના સ્વાગત માટે ઘરેથી બહાર નિકળો, અથવા તમે જાતે સફરથી આવી રહયા છો તો પોતાની સફાઈ અને જાહેરી બનાવ શૃંગારનો ખ્યાલ રાખો, જો તે તમારાથી ઉતરતી કક્ષામાં છે તો પોતાની જાહેરી શકલ એવી રીતે બનાવો જે તમારા માટે ઉચિત હોય અને જો તે તમારાથી ઊંચી કક્ષામાં છે

તો પોતાની શકલ એવી બનાવો જે તેમના માટે ઉચિત હોય, એટલા માટે કે આંખ ખુબસુરત શકલ સુરતને જોઈને ખુશ થાય છે અને જાહેરી હાલતમાં બેદરકારીથી બચો કારણ કે તેનાથી મુલાકાતની ખુશીમાં અને લઝઝતમાં કમી આવે છે અને આંખને પ્રિય અને આદરપાત્ર ચીજોને જોવાનો હક છે તેને જોવાથી આંખ ખુશ થાય છે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

اِنَّكُمْ قَادِمُوْنَ عَلٰى اِخْوَانِكُمْ فَاَحْسِنُوْا لِبَاسَكُمْ، وَ اَصْلِحُوْا رِحَالَكُمْ، مَظْهَرَ دَوَابِّكُمْ وَمَرَاكِبِكُمْ، حَتّٰى تَكُوْنُوْا كَاَنَّكُمْ شَامَّةٌ فِى النَّاسِ، فَاِنَّ اللّٰهَ لَايُحِبُّ الْفَحْشَ وَ التَّفَحُّشَ.

તમે ટુંક સમયમાં તમારા ભાઈઓથી મુલાકાત કરવાના છો માટે સારો પોશાક પહેરી લો, પોતાની સવારીઓને ઠીક કરી લો, એટલે કે તેનો જાહેરી દેખાવ, જેથી તમે લોકોમાં આદરપાત્ર નજર આવો અને અલ્લાહ તઆલા પસંદ કરતા નથી ખરાબ અમલ અને ગંદી વાતોને. (અબુદાઉદ,હાકિમ, અહમદ)

જો શકય હોય તો તમે તમારી સાથે કોઈ ભેટ–તોહફો જરૂર રાખી લો, જે તમે તમારા મેઝબાન અથવા મહેમાનને આપી શકો જેથી તે તેમના તોહફાનો બદલો થઈ જાય તો તમે જરૂર એવું કરી લો, કારણ કે આંખ મુલાકાતમાં સારા દ્રષ્યની રાહ જુએ છે અને આશા રાખે છે કે એવી મુલાકાતમાં આંતરિક અને બાહય ખુશી પ્રાપ્ત થાય અને ભેટ–તોહફો મુહબ્બત પેદા કરે છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

تَهَادُوْا تَحَابُّوْا

એક–બીજાને હદિયો આપો, પરસપર મુહબ્બતમાં વધારો થશે.

બુઝુર્ગોના હાલાતથી જાણવા મળે છે કે જયારે તેઓ કોઈની મુલાકાતે જતા તો પોતાની સાથે ભેટ–હદયો લઈને જતા,ભલેને તે પીલુડીનું મિસ્વાક જ કેમ ન હોય.

# અદબ(૨૨)

## મેઝબાન અને મહેમાન માટે ખાવા–પીવા અને વુઝૂની વ્યવસ્થાના આદાબ

જયારે તમારા ઘરે કોઈ મહેમાન આવે તો તમને તેની મહેમાનીના આદાબ ખબર હોવા જોઈએ અને તેનો ઈકરામ કરવો જોઈએ, તેનાથી મારો હેતુ એ નથી કે તમે તેના ખાવા–પીવામાં અતિશયોકિત કરો, કારણ કે તે કાર્યોમાં મધ્યમમાર્ગ સુન્નત છે અને ફુઝુલખર્ચી વગરનો ઈકરામ ચાહવામાં આવે છે. મારો હેતુ તમે તેના બેસવા–ઉઠવામાં અને તેના આરામ–સુવામાં સારો બંદોબસ્ત કરો અને ઘરમાં તેમને કિબ્લાની જગ્યા બતાવો અને તેમને વુઝૂ અને પાકીની જગ્યા બતાવો અને તેમની બીજી જરૂરિયાતોનો ખ્યાલ રાખો.

જયારે આપ પોતાના મહેમાનને વુઝૂ પછી અથવા ખાધા પછી કે હાથ ધોયા પછી રૂમાલ પેશ કરો તો તે પાક સાફ હોવો જોઈએ, તે આપનું કે આપના ઘરવાળાઓનું વાપરેલું ન હોવું જોઈએ, એવી રીતે જો શકય હોય તો તેમની સામે ખુશ્બુ પેશ કરો તેથી તેઓ ખુશ્બુ પણ લગાવે, એવી રીતે અરીસો પણ મુકો જેથી તેઓ પોતાને ઠીક કરી શકે, એવી રીતે બાથરૂમમાં અને જાજરામાં વપરાતી ચીજો પણ સ્વચ્છ હોવી જોઈએ અને બાથરૂમમાંથી એવી ચીજો ઉઠાવી લો જેની ઉપર મહેમાન અને અજાણી વ્યકિતની નજર પડવી ઉચિત ન હોય.

ઊંઘ અને આરામના સમયે મહેમાનોનો ખ્યાલ રાખો, બાળકોની બુમો અને ઘરમાં અવાજથી તેમને બચાવો.

મહેમાનની નજરથી અવરતોના કપડા અને તેમની અન્ય ચીજો દૂર રાખો કારણ કે આ પ્રતિષ્ઠાનો હિસ્સો છે અને આ તમારા અને મહેમાન માટે ઈઝઝતનું કારણ છે.

તમે પોતે પણ મહેમાન સામે સારી હાલતમાં આવો જો કે તેમાં તકલીફ ન ઉઠાવો, ખુબજ શોખ અને આદરથી તેમની ખિદમત કરો અને સારી દોસ્તી અને મુહબ્બતને કારણે તેમાં સુસ્તી અને પ્રતિષ્ઠાની વિરુધ્ધ પોતાની જાહેરી

સુરત ન બનાવો. આપણા બુઝુર્ગો જયારે એક બીજાથી પરસ્પર મળતા હતા તો પોતાના જાહેરને પણ સારો બનાવતા હતા.

જયારે તમે બીજાના ઘરે અથવા રિશ્તેદારોને ત્યાં મહેમાન જાઓ તો કોશિશ કરો કે તમે તેમની ઉપર બોઝ ન બનો, તેમની મશગુલી અને કામના સમયનો ખ્યાલ રાખો અને મહેમાનીના વખતને જેટલો બની શકે એટલો ઓછો રાખો કારણ કે દરેક વ્યકિતને સંબંધો ફરજો અને વિવિધ જાહેરી અને અંગત જવાબદારીઓ હોય છે, માટે પોતાના મેઝબાન સાથે નરમ વર્તાવ કરો અને તેમના કાર્યો, અમલો અને ફરજો અદા કરવામાં તેમની મદદ કરો.

જયારે તમે મેઝબાનના ઘરે હોવ તો પોતાની નજરને શોધખોળ (આમ–તેમ ફેરવવા)માં આઝાદ ન છોડો, ખાસ કરીને જયારે તમને કોઈ બીજા રૂમમાં બોલાવવામાં આવે જે મહેમાનો માટે ખાસ નથી ત્યાં પોતાની નજરોને નીચી રાખો કારણ કે શકય છે કે ત્યા કોઈ એવી ચીજ હોય જેનું જોવું તમારા માટે ઉચિત ન હોય, એવી રીતે ગેર જરૂરી સવાલો કરવાથી પણ બચો.

## અદબ(૨૩)

## પોતાના બીમાર ભાઈની બીમારપૂર્સીના આદાબ

મુસલમાન ભાઈનો હક આ પણ છે કે તે જયારે બીમાર પડે તો આપ તેની બીમારપૂર્સી કરો, તેનાથી ઈસ્લામી ભાઈચારાને અને મિત્રતાને પાણી પહોંચે છે, વળી તેમાં ખૂબ જ સવાબ પણ છે, તેથી નેકીઓનો લાલચી કયારેય તેમાં આળસ કરતો નથી.

રસુલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો:

إِنَّ الْمُسْلِمَ إِذَا عَادَ أَخَاهُ الْمُسْلِمَ، لَمْ يَزَلْ فِي خُرْفَةِ الْجَنَّةِ حَتّٰى يَرْجِعَ، قِيلَ يَا رَسُولَ اللّٰهِ، وَمَا خُرْفَةُ الْجَنَّةِ؟ قَالَ جَنَاهَا.

એક મુસલમાન જયારે પોતાના મુસલમાનની બીમારપૂર્સી કરે છે તો તે બરાબર જન્નતની વાડીઓમાં રહે છે ત્યાં સુધી કે પરત ન ફરે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પૂછવામાં આવ્યું કે યા રસૂલલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! જન્નતની વાડીઓનો શું મતલબ છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું તેના ફળ.

એક રિવાયતમાં છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

مَنْ عَادَ مَرِيْضًا لَمْ يَزَلْ يَخُوْضُ فِيْ الرَّحْمَةِ حَتّٰى يَجْلِسَ، فَإِذَا جَلَسَ اِغْتَمَسَ فِيْهَا.

એક મુસલમાન જયારે પોતાના મુસલમાન ભાઈની બીમારપૂર્સી કરે છે તો તે બરાબર અલ્લાહની રહમતમાં ડુબકીઓ લગાવે છે, અહિયાં સુધી કે તે બેસી જાય અને જયારે તે બેસી જાય છે તો તે રહમતમાં ડુબી જાય છે. (અહમદ, ઇબ્નેમાજહ)

## અદબ(૨૪)

## બીમારપૂર્સી દરમિયાન સમય, પોશાક અને વાતચીતના આદાબ

જયારે તમે કોઈની બીમારપૂર્સી કરો તો બીમારપૂર્સીના પણ કેટલાક અદબો છે જે બીમારપૂર્સી કરનારાઓથી ચાહવામાં આવે છે, જેથી બીમારપૂર્સી બીમાર માટે ખુશીનું કારણ બને અને તેની હિમ્મત વધી જાય અને તેની તકલીફ દૂર થવામાં મદદ મળે અને આ સવાબ સિવાય છે જે તેના સબર કરવા પર અને સવાબની નિય્યત પર મળે છે.

બીમારની બીમારપૂર્સી કરનારને જોઈએ કે બીમાર પાસે વધુ ન રોકાય કારણકે બીમારના દર્દની અમુક હાલતો એવી હોય છે જે વધુ બેસવાની ઈજાઝત આપતા નથી, બીમારની બીમારપૂર્સીની મિસાલ જુમ્આના ખતીબના જલ્સા જેવી છે એટલે કે જેવી રીતે બે ખુત્બાની વચ્ચે થોડુ બેસે છે, એવીરીતે બીમાર પાસે થોડીવાર બેસવું જોઈએ, તેના વિશે અરબીમાં અમુક અશ્આર છે.

ادب العيادة ان تكون مسلما وتكون فى اثر السلام مودعا

તરજુમોઃ બીમારપૂર્સીના આદાબમાંથી છે કે બીમારને સલામ કરો અને સલામ

કર્યા પછી અલવિદાઅ કરી દો.

حســن الـعيــادة يـوم بيـن يـوميـن　　واقـدر قـليـلا كـمثـل اللحظ بالعين

لاتبــر مــن عـليــلا فــى مســألة　　يـكـفيـک من ذاک تساله بحرفنين

તરજુમો: બીમારપૂર્સીનો સમય એક દિવસ છોડીને છે અને બીમાર પાસે એટલી થોડી વાર બેસો જેમકે આંખ ઝપકવા બરાબર અને બીમારને વધારે સવાલો કરીને પરેશાન ન કરો, માત્ર બે શબ્દ પૂરતા છે, એટલે બીમારપૂર્સી કરનારો બીમારથી કહે તમારી તબીયત કેવી છે? અલ્લાહ તઆલા તમને શિફા આપે.

હાફિઝ ઈમામ ઈબ્ને અબ્દુલબર્ર (રહમતુલ્લાહિ અલયહિ)એ "અલકાફી"માં લખ્યું છે કે જે કોઈ તંદુરસ્તથી મુલાકાત કરે અથવા કોઈ બીમારની બીમારપૂર્સી કરે તો તેને જોઈએ કે તે તેને જયાં બેસાડે ત્યાં બેસે કારણ કે દરેક વ્યકિત પોતાના ઘરના પર્દાની જગ્યાને ખૂબ જાણે છે.

બીમારની બીમારપૂર્સી સુન્નતે મુઅકકદા છે અને સૌથી શ્રેષ્ઠ બીમારપૂર્સી એ છે કે ટુંકમાં હોય, બીમારપૂર્સી કરનારને જોઈએ કે બીમાર પાસે વધારે ન બેસે પરંતુ આ કે તે તેનો દોસ્ત હોય, જે તેનાથી પરિચિત હોય અને તેના બેસવાથી તે ખુશ થતો હોય.

## અદબ(૨૫)

## બીમારપૂર્સી વખતે એવી વાતચીતથી બચવાના આદાબ જેનાથી બીમાર પર ખરાબ અસર પડે

બીમારપૂર્સી કરનારને જોઈએ કે તેનો પોશાક સાફ હોય અને હલ્કી ખુશ્બુવાળો હોય, જેથી બીમારની તબીયતમાં તાજગી આવે અને તેની તંદુરસ્તીમાં વધારો થાય અને આ ઉચિત નથી કે બીમાર પાસે એવા પોશાકમાં જાય જે સામાન્ય રીતે ખુશી અને શાદી વગેરેમાં પહેરવામાં આવે છે, અને એવી તેજ ખુશ્બુ ન લગાવીને જાય જેનાથી બીમાર પરેશાન થાય, કારણ કે તે પોતાની કમજોરીને કારણે એવી ખુશ્બુ બરદાશ્ત કરી શકતો નથી.

બીમારપૂર્સી કરનારને જોઈએ કે બીમારને એવી કોઈ ખબર ન સંભળાવે અને ન તો તેમની પાસે તવું બયાન કરે જેનાથી ગમ અને ફિકરમાં વધારો થાય, જેમકે વેપારમાં નુકસાનની ખબર જેમા આ બીમારનો પણ હિસ્સો હતો, અથવા કોઈના મૃત્યુની ખબર અથવા કોઈપણ બીમાર વિશે બેકાર ખબર, અવી ખબર જે બીમારના ગમનું કારણ બને અથવા જેનાથી તેની તંદુરસ્તી પર અસર પડે.

બીમારપૂર્સી કરનાર માટે ઉચિત નથી કે તે બીમારથી તેની બીમારી વિશે વધારે સવાલ કરે કારણ કે તેનાથી બીમારને કોઈ ફાયદો પહોંચતો નથી, હાં જો તે ડોકટર અથવા બીમારીનો સ્પેશિયાલિસ્ટ છે તો તે પૂછી શકે છે.

બીમારપૂર્સી કરનાર માટે આ પણ ઉચિત નથી કે બીમારને કોઈ દવા અથવા ખોરાકની સલાહ આપે એટલા માટે કે તેને તેનાથી નફો થયો છે અથવા કોઈ બીજાથી તેનો ફાયદો સાંભળ્યો છે , કારણ કે કેટલીક વખતે બીમાર પોતાની નાસમજીમાં અથવા બીમારીની તકલીફને કારણે તેને વાપરી લે છે અને તે દવાથી તેને નુકસાન પહોંચી જાય છે, અથવા ડોકટરના ઈલાજમાં ખલેલ પહોંચે છે અને કયારેક બીમાર મૃત્યુ પણ પામી શકે છે, અને આ પણ ઉચિત નથી કે બીમાર સામે તેનો ઈલાજ કરનાર ડોકટરથી તકરાર કરે, જયારે કે તે પોતે ડોકટર નથી તેનાથી બીમારના દિલમાં પોતાના ડોકટર પ્રત્યે શંકા ઉદ્ભવી શકે છે.

## અદબ(૨૬)

## બીમારને મજબુરીમાં કોઈ નાપસંદ ખબર સંભળાવવી હોય તો તેના આદાબ

જયારે આપ પોતાના કોઈ દોસ્ત, રિશ્તદાર અથવા સગા સંબંધીને કોઈની અફસોસનાક અથવા એવા નજીકના રિશ્તદારના મૃત્યુની ખબર સંભળાવવાની મજબુરી હોય તો તેને એકદમ ખબર ન સંભળાવો બલ્કે પ્યારા અંદાજમાં પેશ કરો, પહેલા પ્રસ્તાવના બાંધો, જેનાથી મુસીબતમાં કમી આવે, દાખલા તરીકે આપ તેનાથી કહો કે ભાઈ! સાંભળ્યું છે કે ફલાણાં સાહબ ઘણા બીમાર હતા, પછી તેમની હાલત વધારે ખરાબ થઈ ગઈ અને હવે સાંભળ્યું છે

કે તેઓ મૃત્યુ પામ્યા છે, અલ્લાહ તઆલા તેમની મગફિરત ફરમાવે.

પરંતુ કેટલાક લોકોની જેમ એવો અંદાજ ન અપનાવો કે તમને ખબર છે કે આજે કોનું મૃત્યુ થયું? અથવા મળતાની સાથે જ એવું કહો કે આજે ફલાણા સાહબનું મૃત્યું થયું છે, બલ્કે ઉચિત આ છે કે પહેલા તે વ્યકિતનું નામ લો જેનું મૃત્યુ થયું છે કારણ કે જો તમે એવું કહેશો કે તમને ખબર છે કે આજે કોનું મૃત્યુ થયું છે ?જો તમે એવું કહેશો અથવા એવું કહેશો કે આજે ફલાણાનું મૃત્યુ થયું છે તો તેના દિમાગમાં તરતજ પરેશાન કરનારા ખ્યાલો આવશે અને તે એવું સમજશે કે તેના કોઈ નજીકના રિશ્તેદારનું મૃત્યુ થયું છે, જે બીમાર હતો અથવા વૃધ્ધ હતો અથવા જવાન હતો તો આપના આ અંદાજથી અથવા આ ખબરથી તે ખૂબજ પરેશાન થશે.

જો તમે તેનું નામ લઈને તેના મૃત્યુની ખબર સંભળાવી તો તેનો અસર હલ્કો થઈ જશે અને તે પરેશાનીથી બચી જશે અને અસલ ખબર જે ગમ લાવનારી છે , અથવા નાપસંદ છે તે ઓછી થઈ જશે.

એવી રીતે જો તમે કોઈને આગ લાગવાની , પાણીમાં ડુબી જવાની અથવા બીજી કોઈ ભયાનક ખબર આપો તો તેના અર્થઘટનના શબ્દોનો ખાસ ખ્યાલ રાખો અને ખબર આપતાં પહેલાં એવી પૂર્વ ભૂમિકા બાંધો જેનાથી સામેવાળી વ્યકિત પર તેનો અસર ઓછો પડે, ખૂબજ નરમ અંદાજમાં ઘટનામાં શામેલ વ્યકિતઓના નામ લો, એકદમ પોતાના દોસ્ત અથવા રિશ્તેદારના કાનોને આ ભયાનક ખબરથી ન ખખડાવો, કારણ કે કેટલાક કમઝોર દિલના લોકોમાં એવી ભયાનક ખબર સાંભળવાની શકિત હોતી નથી, કેટલીક વખતે અમુક લોકો આવી ભયાનક ખબર સાંભળીને બેહોશ થઈ જાય છે, માટે જો આપણને આવી ભાયનક ખબર આપવાની મજબૂરી હોય તો ખૂબ જ નરમ અંદાજમાં તેની ખબર આપો.

એવી રીતે ભયાનક ખબર સંભળાવવા માટે ઉચિત સમય પસંદ કરો એવા સમયે તેને ખબર ન સંભળાવો જયારે તે ખાવાનું ખાઈ રહયો હોય, અથવા સુવાની તૈયારી કરી રહયો હોય, અથવા બીમાર હોય, અથવા પરેશાનીની હાલતમાં હોય એવા સમયે આપની સમજદારી અને બુધ્ધિ જાહેર

થશે. અલ્લાહ તઆલા આપણી સાચી રહનુમાઇ ફરમાવે.

## અદબ(૨૭)

## મૃત્યુ ઉપર શોક દર્શાવવાના આદાબ

જયારે તમારા દોસ્ત અથવા ખાનદાનની કોઈ વ્યકિતનું મૃત્યુ થાય તો તેની ઉપર શોક દર્શાવવાનું ન ભૂલો અને તેમાં આળસ કે મોડું ન કરો, અને તેના ઘરવાળાઓને અનુભૂતિ કરાવો કે તમે તેમના ગમમાં અને મસીબતમાં બરાબર ભાગીદાર છો, કારણકે આ રિશ્તેદારી, દોસ્તી અને ભાઇચારાના હકોમાંથી છે.

જો શકય હોય તો જનાઝા સાથે કબ્રસ્તાન સુધી જાઓ, કારણકે તેમાં ઘણો સવાબ છે, તે સ્પષ્ટ અને ખામોશ ઈબાદત છે અને તેમાં એવો સબક છે કે જે આપણને દરેક મખ્લુકના અંજામની ખબર આપે છે. એક શાયર જનાઝાને સંબોધીને કહે છે:

وكانت فى حياتك لى عظات　　فأنت اليوم اوعظ منك حيًا

તરજુમો: તારી જિંદગીમાં મારા માટે અનેક ઇબ્રતો હતી પરંતુ આજે જિંદગીથી વધારે તુ મારા માટે ઇબ્રત છે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

حَقُّ الْمُسْلِمِ عَلَى الْمُسْلِمِ خَمْسٌ، رَدُّ السَّلَامِ، وَ عِيَادَةُ الْمَرِيْضِ، وَاتِّبَاعِ الْجَنَائِزِ.....

મુસલમાનના (બીજા) મુસલમાન પર પાંચ હકો છે તેમાં સલામનો જવાબ આપવો, બીમારની બીમારપૂરસી કરવી અને જનાઝાની પાછળ ચાલવું. (બુખારી, મુસ્લિમ)

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

عُوْدُوْا الْمَرْضٰى وَ اتَّبِعُوْا الْجَنَائِزَ تُذَكِّرُ كُمُ الْآخِرَةَ

બીમારોની બીમાર પૂર્સી કરો, જનાઝાની પાછળ ચાલો, તમને તે આખિરત યાદ અપાવશે. (અહમદ)

# અદબ(૨૮)

## હમદર્દી જાહેર કરવી અને મય્યિત માટે દુઆના આદાબ

જયારે તમે પોતાના ભાઇ, રિશ્તેદાર વગેરે પાસે તેની મુસીબતમાં શોક દર્શાવવા જાવ તો મુસ્તહબ આ છે કે પોતાના મરણ પામેલા ભાઇ માટે દુઆ કરો, જેમકે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂ સલ્મહ (રદિયલ્લાહુ અન્હુ) માટે દુઆ ફરમાવી હતી અને તેમના ઘરવાળાઓની તઅઝીયત કરી હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

اَللّٰهُمَّ اغْفِرْ لِاَبِی سَلْمَةَ، وَ ارْفَعْ دَرَجَتَهُ فِی الْمَهْدِيِّيْنَ،وَ اخْلُفْهُ فِیْ عَقِبِهِ فِی الْغَابِرِيْنَ، اَیْ كُنْ لَهُ خَلِيْفَةً فِیْ ذُرِّيَّتِهِ، اَلْبَاقِيْنَ مِنْ اُسْرَتِهِ، وَ اغْفِرْلَنَا وَلَهُ يَارَبَّ الْعَالَمِيْنَ، وَ افْسَحْ لَهُ فِی قَبْرِهِ، وَ نَوِّرْ لَهُ فِيْهِ.

અય અલ્લાહ તું અબૂ સલ્મહની મગફિરત ફરમાવ, હિદાયત પામેલા લોકોમાં તેમનો દરજો બુલંદ ફરમાવ, પાછળ રહી જનારાઓ અને બાકી રહેલ લોકોનો તુ ખલીફા બની જા, અમારી અને તેમની મગફિરત ફરમાવ, અય અલ્લાહ! તેમની કબરને વિશાળ અને રોશન કરી દે. (મુસ્લિમ શરીફ)

જે વ્યકિતની તમે તઅઝીયત કરી રહયા છો તેમનાથી તમારી વાતચીત એવી હોવી જાઇએ કે તેની મુસીબત હલ્કી પડે અને તેની સામે મુસીબત પર અજર અને તેની ઉપર સબર કરવા પર સવાબનું બયાન કરો, તેમજ દુનિયા ખતમ થનારી છે અને આખિરત હંમેશા બાકી રહેનારી છે, તેના વિશે અમુક કુરઆનની આયતો અને હદીષો બયાન કરવામાં આવે, તેમજ અમુક બુઝુર્ગોના કથનો પેશ કરવામાં આવે. અલ્લાહ તઆલાનું ફરમાન છે:

﴿وَبَشِّرِ الصَّابِرِيْنَ الَّذِيْنَ اِذَا اَصَابَتْهُمْ مُصِيْبَةٌ قَالُوْا اِنَّا لِلّٰهِ وَاِنَّا اِلَيْهِ رَاجِعُوْنَ اُولٰئِكَ عَلَيْهِمْ صَلَوٰتٌ مِّنْ رَبِّهِمْ وَرَحْمَةٌ وَ اُولٰئِكَ هُمُ

الْمُهْتَدُوْنَ﴾

તરજુમો: અને તમે (આ આજમાઈશમાં પૂરા ઉતરનાર) ધીરજવાનોને ખુશખબર સંભળાવી દો (જેઓની આ ટેવ છે) કે જયારે તેઓને કોઈ મુસીબત પહોંચે છે ત્યાં તેઓ કહે છે કે બેશક અમે તો (માલ–અવલાદ સહિત) અલ્લાહના જ છીએ અને અમે સઘળા (આખરે) તેની જ તરફ પાછા ફરનાર છીએ. (તે ખુશખબર આ છે કે)એવા જ લોકો પર તેઓના પરવરદિગાર પ્રત્યેની ખાસ બખ્શિશો અને રહમત છે અને એ જ લોકો સીધો માર્ગ પામેલા છે.(સૂરએ બકરહ:૧૫૫ થી ૧૫૭)

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું:

﴿كُلُّ نَفْسٍ ذَائِقَةُ الْمَوْتِ وَاِنَّمَا تُوَفَّوْنَ اُجُوْرَكُمْ يَوْمَ الْقِيَامَةِ فَمَنْ زُحْزِحَ عَنِ النَّارِ وَ اُدْخِلَ الْجَنَّةَ فَقَدْ فَازَ وَمَاالْحَيَاةُ الدُّنْيَا اِلَّا مَتَاعُ الْغُرُوْرِ﴾

તરજુમો: દરેક જીવને મોતની મજા ચાખવી (જરૂરી) છે અને કિયામતના દિવસે તમને (તમારી કરણીનો) સંપૂર્ણ બદલો આપવામાં આવશે, પછી જે કોઈ (તે દિવસે) દોઝખથી દૂર રાખવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો તો તે સફળ જ થયો અને આ દુનિયાની ઝિંદગી તો ધોકાની પૂંજી સિવાય કંઈ નથી. (સૂરએ આલિ ઈમરાન:૧૮૫)

અલ્લાહ તઆલાનું ફરમાન છે:

﴿كُلُّ مَنْ عَلَيْهَا فَانٍ وَّ يَبْقٰى وَجْهُ رَبِّكَ ذُوالْجَلَالِ وَ الْاِكْرَامِ﴾

તરજુમો: જે કોઈ આ પૃથ્વી પર છે તે સૌનો નાશ થનાર છે અને માત્ર આપના પરવરદિગારની હસ્તીજ બાકી રહેશે, જે પ્રભાવશાળી અને બખ્શિશવાળો છે. (સૂરએ રહમાન :૨૬, ૨૭)

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે :

اَللّٰهُمَّ اَجِرْنِى فِى مُصِيْبَتِى وَ اخْلُفْ لِى خَيْرًا مِّنْهَا

અય અલ્લાહ! મારી મુસીબત પર મને અજર અતા ફરમાવ અને

તેનાથી બહેતર મને બદલો અતા ફરમાવ. (મુસ્લિમ)

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા માટે જ છે જે તેને લીધું અને તેનું જ છે જે તેને આપ્યું અને દરેક ચીજનો એક વખત નકકી કરેલો છે. (બુખારી, મુસ્લિમ)

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું તે ફરમાન જે આપે પોતાના પુત્ર ઈબ્રાહીમને વિદાય આપતા ફરમાવ્યું હતું કે જયારે તેમની વફાત થઇ હતી,આંખો ભીની છે, દિલ ગમગીન છે અને અમે તે જ વાતો કરીશું જે અમારા રબને રાજી કરનારી હોય અને અય ઈબ્રાહીમ! અમે તારી જુદાઇ પર ગમગીન છીએ. (બુખારી, મુસ્લિમ)

આ ઉપરાંત મુસીબતવાળા સામે તેનો ગમ હલકો કરવા બુઝુર્ગોના કથનો પણ રજુ કરી શકે છે. જેમકે હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવતા હતા કે દરરોજ કહેવામાં આવે છે કે ફલાણી વ્યકિતનું મૃત્યું થઇ ગયું, ફલાણા દુનિયાથી  જતા રહયા, અને એક દિવસ એવો પણ જરૂર આવશે કે તે દિવસે કહેવામાં આવશે કે ઉમર પણ મૃત્યુ પામી ગયા.

હઝરત ઉમર બિન અબ્દુલઅઝીઝ (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવતા હતા કે જે વ્યકિત વચ્ચે અને હઝરત આદમ (અલયહિસ્સલામ) વચ્ચે કોઇ બાપ જીવંત નથી તે પણ મોતમાં ડુબવાનો છે.

હઝરત હસન બસરી (રહમતુલ્લાહી અલયહિ) ફરમાવતા હતા કે અય આદમના બચ્ચા ! તુ તો અમુક દિવસોનો સમુહ છે જયારે એક દિવસ પસાર થઇ જાય છે તો તારો એક ભાગ પસાર થઇ જાય છે.

હઝરત હસન બસરી (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવતા હતા કે અલ્લાહ તઆલાએ ઈમાનવાળાઓ માટે જન્નતથી ઓછી કોઇ ચીજમાં રાહત રાખી નથી.

હઝરત હસન બસરી (રહમતુલ્લાહિ અલયહિ)ના શિષ્ય હઝરત માલિક બિન દિનાર (રહમતુલ્લાહિ અલયહિ)નું કથન છે કે પરહેઝગાર લોકોની ખુશીનો દિવસ તો કયામતનો દિવસ છે.

કોઇ શાયરનું કહેવું છે:

وانا لنفرح بالايام نقطعها    وكل يوم مضى يدنى من الاجل

તરજુમો: આપણે ખુશ થઇએ છીએ કે દિવસો પસાર થઇ રહયા છે, પરંતુ દરેક દિવસ જે પસાર થાય છે તે આપણને મોતની નજીક લઇ જાય છે.

તઅઝિયત વિશે શાયર કહે છે:

ان نعزك لاانا ثقة    من الحيد ة ولكن سنة الدين

فما المعزى بباق بعد ميتتة    ولامعزى و ان عاشا الى حين

તરજુમો: અમે તમારી તઅઝીયત કરીએ છીએ એટલા માટે નહિ કે અમને અમારી જિંદગી પર ભરોસો છે, બલ્કે એટલા માટે તઅઝીયત કરીએ છીએ કે આ દીને ઈસ્લામની સુન્નત છે, મય્યિત પછી ન તો જેની તઅઝિયત કરવામાં આવે છે તે બાકી રહેશે અને ન તો તઅઝીયત કરનારો, ભલેને તે લાંબી ઉમર જીવતો રહે.

તે વિશે કહેવામાં આવ્યું:

نموت و نحيى كل يوم و ليلة    ولابد من يوم نموت ولانحيى

તરજુમો: અમે દરરોજ મરીને જીવતા થઇએ છીએ (એટલે કે સુઇને ઉઠીએ છીએ)અને એક દિવસ જરૂર આવશે કે અમે મરીશું અને જીવતા નહિ થઇએ.

એક શાયરે જિંદગી અને ગફલતની સાચી તસ્વીર ખેંચતા ફરમાવ્યું:

وانا لفى الدنيا كركب سفينة    نظن وقوفا و الزمان بنا يجرى

તરજુમો: દુનિયામાં અમારી મિસાલ એવી છે કે હોડીના સવાર, અમે ખ્યાલ કરીએ છીએ કે તે ઉભી છે અને જમાનાની હોડી અમને લઇને ચાલી રહી હોય છે.

# અદબ(૨૯)

## વાતચીત અને મજલિસમાં અવાજ ધીમો કરવા વિશે આદાબ

મજલિસના આદાબમાંથી એક આ પણ છે કે જયારે તમે તમારા મહેમાન અથવા બીજી વ્યકિતથી વાતચીત કરી રહયા છો તો તમારી અવાજ ખુબ જ નરમ અને ધીમી હોવી જોઈએ, અને જરૂરત પ્રમાણે પોતાની અવાજ બુલંદ કરો, કારણ કે જરૂરતથી વધારે અવાજ બુલંદ કરવો વાતચીત કરનારાઓ માટે ઉચિત નથી, અને આ તે વાતની નિશાની છે કે તેના દિલમાં વાત કરનારની ઈઝઝત નથી.

આ અદબ નાના–મોટા, પરિચિત–અપરિચિત વગેરે બધા માટે જરૂરી છે અને આ અદબનો ખ્યાલ રાખવો તે સમયે વધારે જરૂરી બને છે જયારે કે આપ તમારા વાલિદૈન અથવા નજીકના રિશ્તેદારથી વાતચીત કરી રહયા હોય, તેના વિશે અમુક આયતો અને હદીસો વર્ણન કરવામાં આવે છે.

કુર્આને કરીમમાં હઝરત લુકમાન હકીમની નસીહત જે તેમને પોતાના બેટાને ફરમાવી હતી وَاغْضُضْ مِنْ صَوْتِكَ જયારે લોકોથી વાત કરો તો પોતાની અવાજ ધીમી રાખો અને તેને બુલંદ ન કરો, કારણ કે જરૂરતથી વધારે અવાજ બુલંદ કરવી નાપસંદ અને ખરાબ અમલ છે.

બુખારી શરીફમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબેર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે જયારે આ આયતઃ

﴿يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَرْفَعُوا أَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ، وَلَا تَجْهَرُوا لَهُ بِالْقَوْلِ كَجَهْرِ بَعْضِكُمْ لِبَعْضٍ أَنْ تَحْبَطَ أَعْمَالُكُمْ وَأَنْتُمْ لَا تَشْعُرُونَ، إِنَّ الَّذِينَ يَغُضُّونَ أَصْوَاتَهُمْ عِنْدَ رَسُولِ اللَّهِ أُولَٰئِكَ الَّذِينَ امْتَحَنَ اللَّهُ قُلُوبَهُمْ لِلتَّقْوَىٰ لَهُمْ مَغْفِرَةٌ وَأَجْرٌ عَظِيمٌ﴾

તરજુમોઃ હે ઈમાનવાળાઓ! પોતાના અવાજોને નબીના અવાજ કરતાં ઊંચો કરો નહિ અને તેમની સાથે એટલા જોરથી બોલો નહિ જેમકે એકબીજા સાથે (બેધડક) જોરથી બોલો છો, કદાચ એવું ના થાય કે તમારી કરણી બેકાર થઈ જાય અને તમને ખબર પણ થવા પામે નહિ, બેશક, જે લોકો અલ્લાહના રસૂલની સેવામાં પોતાના અવાજને ધીમો રાખે છે એ તે લોકો જ છે જેમના દિલોને અલ્લાહે તકવા માટે નિર્મળ કર્યા છે, તેમને માટે (આખિરતમાં) ક્ષમા અને મહાન બદલો છે. (સૂરએ હુજૂરાતઃ૨,૩)

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) આ આયતે કરીમાના ઉતર્યા પછી જયારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કોઈ વાત અરજ કરતા તો એવી રીતે વાતચીત કરતા જેવી રીતે કોઈ ગુપસુપ કરનારો વાત કરે છે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમનાથી વાત દોહરાવવાનું ફરમાવતા. ટુંકમાં હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) એટલો ધીમો અવાજ રાખતા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સમજવા માટે તેમનાથી પૂછવું પડતું.

હાફિઝ ઝહબી (રહમતુલ્લાહિ અલયહિ)એ પોતાની કિતાબ "તારીખે ઈસ્લામ"૪/૧૯૭માં ઈમામ મુહમ્મદ બિન સીરીન (રહમતુલ્લાહિ અલયહિ) વિશે ઈમામ અબ્દુલ્લાહ બિન ઔન (રહમતુલ્લાહિ અલયહિ)થી રિવાયત નકલ કરી છે કે ઈમામ મુહમ્મદ બિન સીરીન (રહમતુલ્લાહિ અલયહિ) જયારે પોતાની વાલિદા પાસે હોતા તો જોનારો એવું સમજતો કે તેઓ બીમાર છે, કારણકે વાલિદા સામે પોતાની અવાજ ખૂબ જ ધીમી રાખતા હતા.

હાફિઝ ઝહબી (રહમતુલ્લાહિ અલયહિ)એ પોતાની કિતાબ "તારીખે ઈસ્લામ" ૬/૨૧૩માં ઈમામ મુહમ્મદ બિન સીરીન (રહમતુલ્લાહિ અલયહિ)ના શિષ્ય એક મોટા આલિમ ઈમામ અબ્દુલ્લાહ ઔન બસરી (રહમતુલ્લાહિ અલયહિ) વિશે લખ્યું છે કે એક વખતે તેમની વાલિદાએ તેમને બોલાવ્યા, તો જવાબમાં તેમની અવાજ વાલિદાની અવાજથી વધારે ઊંચી થઈ ગઈ તો તેઓ ખુબજ ગભરાયા કે તેમનાથી ગુનોહ થઈ ગયો, તેમને તરતજ બે

ગુલામ આઝાદ કરી દીધા.

કુફાના પ્રખ્યાત કારી આસિમ બિન બહ્દલા (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે હું એક વખતે ખલીફા ઉમર બિન અબ્દુલઅઝીઝ (રહમતુલ્લાહિ અલયહિ) પાસે હાજર થયો તો એક વ્યકિત તેમની મજલિસમાં બુલંદ–ઊંચા અવાજથી બોલવા લાગ્યા. ઉમર બિન અબ્દુલઅઝીઝ (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવ્યું કે એવું ન કરો, એક વ્યકિત માટે એટલું પુરતુ છે કે વાતચીત એટલી જોરથી કરે જેટલું કે તેના ભાઈ અથવા મજલિસવાળા સાંભળી શકે.

## અદબ(૩૦)

## મજલિસવાળાઓની વાત ધ્યાનથી સાંભળવાના આદાબ ભલેને તે વાત તમને યાદ હોય

મજલિસના આદાબમાંથી આ પણ છે કે જયારે તમારો હમ મજલિસ તમને કોઈ એવી વાત સંભળાવે, જેના વિશે તેનો ખ્યાલ છે કે તે તમે જાણતા નથી, હાલાંકે તે તમે જાણો છો, છતાં આપ તેને એવું કહીને શરમિંદા ન કરો કે મને તો ખબર જ છે, અને ન તો તેની વાતમાં ખેલેલ પહોંચાડો.

હઝરત ઈમામ અતા બિન અબી રિબાહ (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે કયારેક કોઈ નવયુવાન મને કોઈ હદીષ સંભળાવે છે તો હું તેને ખૂબ જ ધ્યાનથી સાંભળુ છું જેમકે હું તેને જાણતો જ નથી, હાલાંકે તેની પેદાઈશ પહેલા હું આ હદીષ સાંભળી ચુકયો છું.

હઝરત ખાલિદ બિન સફવાન તમીમી (રહમતુલ્લાહિ અલયહિ) જેઓ ખલીફા ઉમર બિન અબ્દુલઅઝીઝ (રહમતુલ્લાહિ અલયહિ) અને ખલીફા હિશામ બિન અબ્દુલ મલિક (રહમતુલ્લાહિ અલયહિ)ના સાથી હતા, ફરમાવે છે કે જયાં તમે કોઈ મુહદ્દિસને જુઓ કે તે એવી હદીષ બયાન કરી રહયા છે જે તમે સાંભળી ચુકયા છો અથવા એવી ખબર સંભળાવી રહયા છે જેની તમને ખબર છે તો આપ તેમાં શરીક ન થાઓ, એટલા માટે કે હાજરજનો પર એવું

જાહેર ન થાય કે તમે બધુ જાણો છો, કારણકે આવું કરવું તમારા માટે શરમિંદગીનું કારણ બને છે અને આ અદબની વિરુધ્ધ છે.

હઝરત ઈમામ અબ્દુલ્લાહ બિન વહબ કુરેશી મિસરી (રહમતુલ્લાહિ અલયહિ)જે ઈમામ માલિક (રહમતુલ્લાહિ અલયહિ), ઈમામ લેસ બિન સઅદ (રહમતુલ્લાહિ અલયહિ), અને ઈમામ સૌરી (રહમતુલ્લાહિ અલયહિ) વગેરેની સોબત પ્રાપ્ત કરેલામાંથી છે, ફરમાવે છે કે કેટલીક વખતે કોઈનાથી એવી હદીષ સાંભળું છું જે મેં તે વખતે સાંભળી હતી જયારે કે તેના માતા–પિતા પરસ્પર મળ્યા પણ ન હતા. મતલબ કે તે વ્યકિતના જન્મ પહેલા, તો હું તેને તે જ ધ્યાનથી સાંભળુ છું જેમકે તેને મેં પહેલા સાંભળી ન હતી.

હઝરત ઈબ્રાહીમ બિન જુનેદ (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે એક હકીમે પોતાના બેટાને નસીહત કરતા કહયું કે જેવીરીતે તમે વાતચીતમાં આદાબ શીખો છો એવી રીતે વાત સાંભળવાના આદાબ પણ શીખો, અને વાત સાંભળવાના આદાબ આ છે કે તમે વાતચીત કરનારાને પહેલા પોતાની વાત પૂરી કરી લેવા દો અને પૂરી એકાગ્રતાથી તેની વાત સાંભળો અને જો તેની વાતચીતને તમે જાણો છો છતાં તેને જાહેર ન કરો. તેના વિશે હાફિઝ ખતીબ બગદાદી (રહમતુલ્લાહિ અલયહિ)એ એક શઅર કહયો છે.

ولا تشارک فی الحدیث اهله    وان عرفت فرعه و اصله

તરજુમોઃ જે વ્યકિત વાતચીત કરી રહી છે તેમાં તમે શરીક ન બનો, ભલેને તમને તેની અસલ અને તફસીલ માલુમ છે.

## અદબ(૩૧)

## મજલિસમાં સવાલના આદાબ અને તાલીમના સમયે સવાલના આદાબ

મજલિસના આદાબમાંથી એક આ પણ છે કે જયારે વાતચીત કરનારની વાતમાં તમને કોઈ દ્વિઅર્થી (તકલીફ) હોય તો તેને બયાન કરવામાં જલ્દી ન કરો, બલ્કે સબર કરો અને વાત કરનારને પૂરી વાત કરવા દો, જયારે તે પોતાની

વાત પૂરી કરી દે તો પછી તમે ખૂબજ અદબ અને નરમી સાથે તેનાથી સવાલ કરો, પરંતુ વાતચીત દરમિયાન બિલ્કુલ તેની વાત ન કાપો, કારણ કે આ અદબની વિરુધ્ધ છે અને તેનાથી દિલોમાં નફરત પેદા થાય છે, હાં જો મજલિસ તા'લીમ–તદરીસની હોય તો તેની શાન અલગ છે, પરંતુ તેમાં પણ ઉત્તમ આ છે કે જયારે ઉસ્તાદ વાકય પુરુ કરી લે અથવા કોઈ મસ્અલાની શરહ પુરી કરી લે ત્યારે સવાલ કરો અને તેમા પણ ઈલ્મી તકરારમાં અદબ અને સમજદારી ધ્યાનમાં રહે.

ખલીફા મામુન રશીદનું કથન છે:

العلم على المناقشة اثبت منه على المتابعة

તરજુમોઃ તે ઈલ્મ જે તકરાર પછી પ્રાપ્ત થાય છે તે વધુ ટકાઉ હોય છે, તે ઈલ્મથી જે ફકત સાંભળવાથી પ્રાપ્ત થાય છે.

પ્રખ્યાત આલિમ, અદીબ, ઈતિહાસકાર ખલીફા અબૂ જાઅફર મન્સુર, મહેદી,હાદી અને રશીદના સાથી હૈષમ બિન અદી (રહમતુલ્લાહિ અલયહિ)એ ફરમાવ્યું કે હકીમોનું કથન છે કે ખરાબ અખ્લાકમાંથી આ પણ છે કે બીજાની વાતચીતમાં પોતાની વાત છેડી દેવી અને બીજાની વાત કાપતા વાતચીત દરમિયાન આક્ષેપ કરી દેવો.

## અદબ(૩૨)

## બીજા જયારે તમારાથી સવાલ કરે અથવા તમે એમનાથી સવાલ કરો, તેના આદાબ

મજલિસના આદાબમાં આ પણ છે કે જો મજલિસમાં સવાલ કરવામાં આવે તો આપ જવાબ આપવામાં પહેલ ન કરો, બલ્કે જેને પૂછવામાં આવ્યું હોય તેને જવાબ આપવાનો મોકો આપો, અને જયાં સુધી તમારાથી પૂછવામાં ન આવે ત્યાં સુધી તમે ખામોશ રહો, તેનાથી આપનો અદબ અને આપનું સ્થાન બુલંદ થશે, હઝરત મુજાહિદ બિન જબ્ર (રહમતુલ્લાહિ અલયહિ)એ ફરમાવ્યું કે લુકમાન હકીમે પોતાના છોકરાને નસીહત કરતા ફરમાવ્યું કે

ખબરદાર! જો કોઈ બીજાથી પૂછવામાં આવે અને તુ એવી રીતે જવાબ આપવા લાગે જેવી રીતે કે તને કોઈ માલે ગનીમત અથવા ભેટ પ્રાપ્ત થઈ ગઈ, જો તેં આવું કર્યુ એટલે જવાબ આપ્યો તો તે જવાબ આપવાને તુચ્છ સમજયો અને સવાલ કરનારને તકલીફમાં મુકી દીધો અને મુર્ખ લોકોને પોતાની મુર્ખતાથી વાકેફ કર્યા.

પ્રખ્યાત મુહદ્દિષ ફકીહ હમ્બલી ઈબ્ને બત્ત (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે હું ઈમામ અબૂ ઉમર ઝાહિદ હાફિઝ અલ્લામા લગવી મુહમ્મદ બિન અબ્દુલ વાહિદ બગદાદી (જેઓ ષુઅલબના લકબથી મશહુર છે)ની મજલિસમાં બેઠો હતો,તેમનાથી એક મસ્અલો પૂછવામાં આવ્યો તો મેં જલ્દી કરી અને સવાલ કરનારને જવાબ આપી દીધો, તો અબૂ ઉમર ઝાહિદ મારી તરફ મુતવજજહ થયા અને મને એ કહેતા શરમિંદા કર્યો કે તમે છુપાયેલી નિરર્થકતાને જાણો છો એટલે કે તમે નકામા છો.

## અદબ(૩૩)

## મુસલમાન બહેનોથી એક વિનંતી, મુલાકાતનો સમય, મજલિસ અને વાતચીતના આદાબ

એક નાનકડી નસીહત પોતાની મુસલમાન બહેનોથી કરવાની છે કે જયારે તમે પોતાના ઘરવાળાઓની અથવા પોતાની સહેલીઓની મુલાકાતનો ઈરાદો કરો તો તેના માટે ઉચિત દિવસ અને ઉચિત સમય નકકી કરો, કારણકે અમુક સમય એવો હોય છે જેમાં મુલાકાત સારી સમજવામાં આવે છે અને અમુક સમય એવો હોય છે જેમાં મુલાકાત યોગ્ય નથી, ભલેને તે રિશ્તેદાર અથવા મિત્ર જ કેમ ન હોય, મુલાકાતમાં તમારી હાલત એક ઉત્તમ અને શ્રેષ્ઠ પડછાયા જેવી હોવી જોઈએ, જેનાથી ન બીજા પર બોજ પડે અને ન તે તંગ આવે, ન ફુઝુલ વાતો હોય અને ન લાંબી રામ કહાનિયો હોય, બલ્કે આ મુલાકાત સદવર્તન માટે હોય અને મિત્રતા તેમજ રિશ્તેદારીને મજબુત કરવા માટે હોય, મુલાકાત જયારે ટુંકી અને મુહબ્બત ભરી હોય તો તે પ્રિય ગણવામાં આવે છે અને જયારે લાંબી અને તંગ કરનારી હોય તો તે કંટાળાજનક

સમજવામાં આવે છે, જેમાં ગપશપ હોય છે અને કેટલીક વખતે સારી વાતો પણ બેકાર વાતો સુધી પહોંચી જાય છે.

હઝરત મુહમ્મદ બિન શિહાબ ઝોહરી (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે જયારે મજલિસ લાંબી થઈ જાય તો તેમાં શયતાનનો હિસ્સો હોય છે, આપની મુલાકાતની વાતચીત વધારે પડતી એવી હોવી જોઈએ કે જેમાં ફાયદો અને નફો વધારે હોય અને તે ગીબત, ચાડી–ચુગલી અને નકામી વાતોથી દૂર હોય, એક મુસલમાન બુધ્ધિશાળી અવરત સમયનો ખ્યાલ રાખીને મુલાકાત અને વાતચીત કરે.

## અદબ(૩૪)

## પોતાના અથવા ભાઈના ઘરે એવા સમયે દાખલ થવું જયારે ત્યાં કોઈ સુતુ હોય તેના આદાબ

જયારે આપ એવી જગ્યાએ જાઓ જયાં અમુક લોકો ઊંઘતા હોય, દિવસ હોય કે રાત, તો તેમનો ખ્યાલ કરો અને પોતાની હરકાત અને અવાજમાં નરમી અપનાવો, અને એવી જગ્યાએ દાખલ થવામાં અને નિકળવામાં શોર ન કરો જેનાથી તેમને તકલીફ થાય, બલ્કે ખૂબ જ નરમી અને મહેરબાનીનું પ્રદર્શન કરો, કારણ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

مَن يُّحرَمِ الرِّفقَ يُحرَمِ الخَيرَ كُلَّهُ

જે નરમીથી વંચિત રહયો તે દરેક ભલાઈના કામથી વંચિત રહયો.

હઝરત મિકદાદ બિન અસ્વદ (રદિયલ્લાહુ અન્હુ)નું બયાન છે કે અમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે આપના હિસ્સાનું દુધ મુકી દેતા હતા, જયારે આપ રાત્રે તશરીફ લાવતા તો એટલી અવાજથી સલામ કરતા કે જાગનારો સાંભળી લે અને ઊંઘેલો ન જાગે. (મુસ્લિમ, તિરમિઝી)

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે રાત્રે તહજજુદ માટે ઉઠતા તો એવી અવાજથી કુરઆન શરીફ પઢતા કે જાગનારને મજા આવી જાય અને ઊંઘનારો ન જાગે.

# અદબ(૩૫)

## નિકાહની મજલિસમાં હાજરીના આદાબ

જયારે આપને નિકાહ કે વલીમાની દાવત આપવામાં આવે તો જરૂર ત્યાં જાઓ કારણ કે તેમાં હાજરી આપવી સુન્નત છે, જયારે કે તેમાં કોઈ શરઈ હરામ કરેલી વસ્તુ ન હોય, કારણકે શરીઅતે નિકાહ અને શાદીને ઈબાદત અને ઈતાઅતમાં ગણાવ્યા છે, એટલા માટે મુસ્તહબ આ છે કે નિકાહ મસ્જિદમાં હોય, જેમકે ફુકહાએ કિરામે તેનું વિવરણ કર્યુ છે.

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે:

اِعْلَنُوْا النِّكَاحَ، وَاجْعَلُوْهُ فِى الْمَسَاجِدِ وَ اضْرِبُوْا عَلَيْهِ بِالدُّفُوْفِ

નિકાહનું એલાન કરો અને તેને મસ્જિદમાં કરો, અને નિકાહ પર દફલી વગાડો. (તિરમિઝી, ઈબ્ને માજહ)

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નિકાહમાં અવરતોને દફલી વગાડવાની ઈજાઝત આપી છે તેમાં કોઈનો મતભેદ નથી, અને કેટલાક ઉલમાએ કિરામની નજદીક મર્દો માટે પણ ઈજાઝત છે, તેનાથી શાદીની ખ્યાતિ થાય અને તેનું એલાન થાય તેથી બધાને ખબર પડે કે શાદી થઈ છે.

આ એલાનથી શરીઅતનો એક હેતુ આ છે કે પાક અને હલાલ નિકાહ તેમજ હરામ જોડમાં ફરક કરવાનો છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

فَصْلُ مَابَيْنَ الْحَلَالِ وَ الْحَرَامِ الصَّوْتُ وَ الدُّفُّ فِى النِّكَاحِ

હલાલ અને હરામમાં ફરક કરનારી ચીજ અવાજ અને દફલી છે. (અહમદ, તિરમિઝી, નસાઈ, ઈબ્નેમાજા)

ઉલમાએ કિરામે ફરમાવ્યું અવાજથી મુરાદ નિકાહનું એલાન છે અને લોકોમાં તેની ચર્ચા છે એવી રીતે અવરતો અને મર્દોની આ પ્રસંગે ખાસ અવાજ. (જેમકે અમુક અરબ દેશોમાં હોય છે.)

આપની નિકાહની મજલિસમાં હાજરી એલાનની સાબિતી છે, નિકાહની ગવાહીમાં કુવ્વત હાંસલ થાય છે અને એક મોમિન ભાઈ–બહેનના નેક અમલમાં આપ શરીક થાવ છો, તેને લીધે તે બંનેએ પોતાનો અર્ધો દીન મેહફૂઝ કરી લીધો, હવે તેમને જોઈએ કે બાકી અર્ધામાં અલ્લાહથી ડરતા રહો.

આ શિર્કતથી દુલ્હા–દુલ્હનનું સન્માન છે કે તેમના મિત્રો અને રિશ્તેદારો તેમની આ ખુશીમાં શરીક છે, અને તે બંને માટે સફળતા, બરકત અને તૌફિકની દુઆ માંગે છે, તેનો સંબંધ મુસલમાનોના ઈસ્લામી ભાઈચારાના હુકુમમાંથી છે.

જયારે તમને શાદીમાં બોલાવવામાં આવે તો દાવત કબૂલ કરવામાં આપની નિય્યત એ હોવી જોઈએ કે આપ એક મુબારક દાવતમાં શરીક થઈ રહયા છો અને એક એવી તકરીબ (શુભ અવસર)માં હાજરી આપી રહયા છો જે શરીઅતમાં પ્રિય છે અને તેમાં હાજરી આપવાનો હુકમ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યો છે.તેમાં તે બધા અદબોનો ખ્યાલ રાખો જેનું પહેલા વર્ણન કરવામાં આવ્યું છે.

તમે આ પવિત્ર તકરીબમાં શરીઅતના ડાયરામાં રહીને શૃંગાર કરી શકો છો, સહાબાએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) જયારે એક બીજાની મુલાકાત માટે જતા તો જાહેરી શણગાર કરીને જતા હતા.

જયારે આપ કોઈ વાત શરૂ કરો અને કોઈ વાતમાં ભાગ લો તો તે ખુશીને અનુરૂપ વાત કરો, એવી વાત ન કરો જેનાથી હાજરજનોને ગમ અને પરેશાની થાય, અથવા સાંભળનારને તકલીફ થાય, મોમિનને હોંશિયાર રહેવું જોઈએ, મુસ્તહબ એ છે કે જયારે આપ દુલ્હા–દુલ્હનને મુબારકબાદી આપો તો તેમને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ દુઆથી મુબારકબાદી આપોઃ

بَارَکَ اللّٰہُ لَکَ، وَبَارَکَ عَلَیْکَ وَ جَمَعَ بَیْنَکُمَا بِخَیْرٍ

અલ્લાહ તને બરકત આપે અને તમારી ઉપર બરકત નાઝિલ ફરમાવે અને બંનેને ભલાઈ પર રાખે. (અબૂદાઉદ, તિરમિઝી, ઈબ્નેમાજા)

એવા શબ્દોથી મુબારકબાદી ન આપો જે લોકો મુબારકબાદી આપે છે કે તમારામાં જોડ થાય અને તમને બેટા થાય વગેરે, કારણકે આ જાહિલયતના જમાનાની મુબારકબાદી છે, અને તેનાથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મનાઇ ફરમાવી છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપણને આ દુઆ શિખવાડીને સમૃધ્ધ બનાવી દીધા છે.

બીજી મસ્નૂન દુઆ આ છે:

بَارَكَ اللهُ لَكُمْ وَبَارَكَ عَلَيْكُمْ

અલ્લાહ આપને બરકત આપે અને આપ પર બરકત નાઝિલ ફરમાવે. (નસાઇ, ઇબ્ને માજહ)

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે જ્યારે મારી શાદી નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી થઇ તો મારી મા આવ્યા અને મને એક ઘરમાં પહોંચાડી દીધી ત્યાં અન્સારની અમુક અવરતો હાજર હતી, તો તેમને કહયું ભલાઇ અને બરકત થાય અને ખુશબખ્તી અને ખુશનસીબી થાય. (બુખારી)

શરીઅતે અવરતોને ઇજાઝત આપી છે કે શાદીમાં એવા ગીત ગાય જે જાઇઝ (ઉચિત) હોય, સારા અશઆર અને સારા કથનો દફલી સાથે ગાઓ, ખુબસુરતી અને નિર્લજજતાનું પ્રદર્શન ન કરો, બલ્કે એવા ઉત્તમ કથનો હોય જેમાં આ બરકતવંતી શાદી પર ખુશીનું પ્રદર્શન થાય.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે એક દુલ્હનને એક અન્સારીના ઘરે પહોંચાડવામાં આવી તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે

يَا عَائِشَةُ مَا كَانَ مَعَكُمْ لَهْوٌ فَإِنَّ الْأَنْصَارَ يُعْجِبُهُمُ اللَّهْوُ

આયશા! તમારે ત્યાં મશગુલીનો કોઇ સામાન ન હતો, કારણ કે મદીનાવાળા અન્સારને આ પ્રકારની ચીજો પસંદ છે. (બુખારી શરીફ)

હદીસમાં "લહવુંન"થી મુરાદ ગીત ગાવું અને દફલી વગાડવી છે.

હાફિઝ ઈબ્ને હજર (રહમતુલ્લાહિ અલયહિ)એ "ફતહુલ બારી" ૯/૨૩૩૬માં આ હદીસ બયાન કર્યા પછી ફરમાવ્યું કે તબરાનીએ અવસતમાં ઉમ્મુલ મુઅમિનીન (રદિયલ્લાહુ અન્હા)થી આ પણ નકલ કર્યું છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું શું તમે તે દુલ્હન સાથે કોઈ છોકરીને નથી મોકલી જે ગાય અને દફલી વગાડે તો મેં અરજ કરી કે તે શું ગાય? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તે આવું ગાય:

اتيناكم اتيناكم فحيانا وحياكم

ولولا الذهب الاحمر ماحلت بواديكم

ولولا الحنطة السمراء ماسمنت عذاريكم

તરજુમોઃ અમે તમારી પાસે આવ્યા, અમે તમારી પાસે આવ્યા, અમે પણ જીવતા રહીએ અને તમે પણ જીવતા રહો. જો રાતુ સોનું ન હોત તો દુલ્હન તમારી ઘાટીમાં ન આવતી અને જો રાતા ઘઉ ન હોત તો તમારી કુમારીઓ જાડી ન હોત. એવી રીતે પાક ગીતો અને અશ્આર જે અવરતો ગાઈ શકે છે તે ગાય, પરંતુ પ્રેમી અને નિર્લજજતાના અશ્આર અને ગીતો ગાવા હરામ છે.

ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة

ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة

ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة

ذُوالقِعْدَة ذُوالقِعْدَة ذُوالقِعْدَة

ذُوالقِعْدَة ذُوالقِعْدَة

ذُوالقِعْدَة

# અને છેલ્લે

આ ઈસ્લામના અમુક આદાબ છે, જેની ઉપર આપણા બાપ–દાદા અમલ કરતા હતા, તે અદબો મેં સ્પષ્ટ અને સંક્ષેપ્તમાં લખ્યા છે જેથી આપ તેની ઉપર અમલ કરો અને અમલ માટે ઉત્તમ મેદાન પોતાનું ઘર અને પોતાના મુસલમાન ભાઈનું ઘર છે, માટે તેની ઉપર અમલ કરવામાં આળસ ન કરો અને પોતાના ઘરમાં અને પોતાના ભાઈના ઘરમાં અમલ કરાવવામાં કોઈ તકલીફ નથી કારણ કે તે સૌથી વધારે આપની નેકી અને નરમીના હકદાર છે.

એક વ્યકિત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી યા રસુલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! કઈ વ્યકિત મારી હુસ્ને મઆશિરતનો વધારે હકદાર છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

أُمُّکَ ، ثُمَّ أُمُّکَ، ثُمَّ اَبُوْکَ، ثُمَّ اَدْنَاکَ اَدْنَاکَ

તારી મા, પછી તારી મા, પછી તારી મા, પછી તારા પિતા, પછી સ્થાન પ્રમાણે (અન્ય રિશ્તેદાર)(બુખારી, મુસ્લિમ)

મારા ભાઈઓ! ખબરદાર હુસ્ને મઆશિરતમાં એવા લોકોના હકોમાં કોતાહી કરો, જે બીજાના મુકાબલામાં વધારે હકદાર છે અને અન્ય સાથે તો અખ્લાકથી વર્તો. જો આપે એવું કર્યુ તો તમે પોતાને નુકસાન પહોંચાડશો અને પોતાના હકમાં કોતાહીના ગુનેહગાર થશો તેમજ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની લાવેલી હિદાયતથી દૂર થશો. માટે અલ્લાહ તઆલાથી તેની મરજીયાત અને તેની શરીઅતના આદાબ પર અમલ કરવાની તોફીક માંગો. અલ્લાહ તઆલા જ નેક લોકોનો મિત્ર છે.

અલ્લાહ તઆલા આપણો, આપણા રિશ્તદારોનો અને આપણાથી મુહબ્બત રાખનારાઓનો રક્ષક છે, તે આપની મદદ ફરમાવે, પોતાના હુકમો પર અમલ કરવાની અને પોતાની ઈતાઅત અને પોતાના નબી (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)ની ઇત્તિબાઅની સાચી મુહબ્બત માત્ર પોતાના ફઝલથી નસીબ ફરમાવે. (આમીન)

وَصَلَّى اللّٰهُ عَلٰى سَيِّدِنَا وَ نَبِيِّنَا مُحَمَّدٍ وَعَلٰى آلِهٖ وَ صَحْبِهٖ وَ سَلَّمَ تَسْلِيْمًا كَثِيْرًا ،وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ.



# એક સારી પસંદ

અરબમાં અમુક લોકોને ત્યાં એક સારી આદત છે કે શાદીના પ્રસંગે બોલાવવામાં આવેલા મહેમાનોની મહેમાની સિવાય કોઈ યાદગાર માટે ભેટ–હદિયો રજુ કરે છે, અને શાદીના પ્રસંગે ભેટ–હદિયો રજુ કરવો જાઈઝ અને સારૂ પણ છે.

કેટલાક ઉલમાએ કિરામે એ વાત પસંદ કરી કે આ પ્રસંગે કોઈ અન્ય ભેટને બદલે કોઈ કિતાબ આપવામાં આવે જે આ પ્રસંગને અનુરૂપ હોય, યાદગાર ભેટ પણ થઈ જાય અને તેનાથી લાભ પણ ઉઠાવવામાં આવે, કારણકે તેમાં ઈસ્લામી આદાબ અને ફાયદાકારક ઈલ્મ પણ છે, જેનાથી સ્ત્રી–પુરુષ બંને ફાયદો ઉઠાવી શકે છે, આ એક સારી યુકિત છે.

માટે કેટલાક અરબ દેશોમાં ભેટ–હદિયા માટે આ પુસ્તકને પસંદ કરવામાં આવ્યું છે, જેથી આ મુબારક પ્રસંગે મહેમાનોને ભેટ રૂપે અર્પણ કરી શકાય, કારણકે તેમાં એવા અગત્યાના અદબો છે જેનો સંબંધ દરેક મુસલમાન સ્ત્રી–પુરુષથી છે અને લોકોને તેને શીખવાની અને અમલ કરવાની પણ જરૂરત છે.

وَاللّٰهُ وَلِيُّ التَّوْفِيْقِ

رَبِيْعٌ أَوَّل





